મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો૦ કૃત.

સુધરેલી રીત મુજબ
વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવિઝન કમિટીએ
—: તૈયાર કરેલી :—



# ચોથી ચોપડીના અર્થ.

(જેની અંદર અર્થ; કવિતાની સમજુતી; તમામ પાઠના સવાલ તથા સાર; મુંબઇ ઇલાકાની ભૂતળ; અઘરા શબ્દો; જોડાક્ષર; ઇ૦.)

રચનાર—મેસર્સ. સી. ડી શાહ એન્ડ કો.
રચનારનું ઠેકાણું—શાહપોર—સુરત.

પ્રસિદ્ધ કર્તા—C. M. Shah.
પ્રસિદ્ધ કરનારનું ઠેકાણું—શાહપોર-સુરત.



છાપનાર-નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.
છાપવાનું ઠેકાણું-શ્રી "શંકર" પ્રીન્ટીંગ પ્રેસ.
ભાગાના પુલ ઉપર ટાંકી પાસે-સુરત.

[સંવત ૧૯૮૪] કિં. રૂ. ૦-૭-૦ [સને ૧૯૨૮

મેસર્સ. સી. ડી. ... Surat.

# ચોથી ચોપડીના અર્થ.

## પાઠ ૧.

શહેનશાહ=મહારાજાધિરાજ

સંગીન=મજબુત; જોરાવર

પુરાતન=ઘણું જુનું

ચરિત્ર=વૃત્તાંત; હેવાલ

જ્યેષ્ઠ=મોટા

પ્રિન્સ ઓફ વેલ્સ=વેલ્સ પ્રાંતનો રાજપુત્ર

ઇલ્કાબ=ખિતાબ

નિખાલસ=ખુલ્લા મનના

નૌકાશાસ્ત્ર=વહાણ ચલાવવાની કળા

યોજના=ગોઠવણ

અત્યંત=ઘણોજ

તાલીમ=કેળવણી

પ્રવાસ=મુસાફરી

પ્રદક્ષિણા=ચોગરદમ ફરી વળવું તે

ચાલુ=કાયમ

પદવી=ઓદ્ધો

પ્રવીણ=માહીતગાર

નિર્ણય=ઠરાવ

ક્રમે ક્રમે=એક પછી એક

બાંધો=બંધારણ

નિર્માણ=નક્કી

યુવરાજ=ગાદીનો વારસ

આદરસત્કાર=આવકાર; પરોણાચાકરી

લથડવા=કમજોર થવા

રાજ્યાભિષેક=રાજગાદી પર બેસાડવાની ક્રિયા

પાયતખ્ત=રાજધાનીનું શહેર

આબાદી=ચઢતી

**સવાલ**—શહેનશાહ જ્યોર્જનો જન્મ કયે દિવસે થયો હતો? પ્રિન્સ ઓફ વેલ્સનો ખિતાબ કોને આપવામાં આવે છે? શહેનશાહ જ્યોર્જના વડીલ બંધુનું નામ શું હતું? શહેનશાહ જ્યોર્જને નૌકાશાસ્ત્રની તાલીમ આપવામાં આવી તેથી એમનામાં કઇ કઇ સારી ટેવ આવી? પ્રિન્સ આલ્બર્ટનો સ્વર્ગવાસ ક્યારે થયો? શહેનશાહ જ્યોર્જનું લગ્ન કોની સાથે થયું હતું? હાલ એમને કેટલા કુંવર અને કુંવરીઓ છે? શહેનશાહ જ્યોર્જ હિંદમાં ક્યારે પધાર્યા હતા? શહેનશાહ એડવર્ડનો સ્વર્ગવાસ કયે દિવસે થયો? શહેનશાહ જ્યોર્જને ઇંગ્લાંડમાં રાજ્યાભિષેક કરવાની ક્રિયા કયે દિવસે થઇ? હિંદુસ્તાનમાં કયે દિવસે થઇ અને ક્યાં થઇ? આપણો ધર્મ શું છે?

**સાર**–શહેનશાહ પાંચમા જર્યોજના અમલમાં આપણા જાનમાલનું રક્ષણ થાય છે, તથા અદલ ન્યાય મળે છે, માટે આપણે શહેનશાહ પાંચમા જર્યોજ ઘણાં વર્ષ જીવો એવી પ્રાર્થના કરવી જોઇએ.

**પાઠ ૨.**

| | | |
|---|---|---|
| સ્વામિભકિત=ધણી પર પ્રેમભાવ; ધણીની સેવા | શરણાગત=આસરે આવેલો | પ્રસંગ=વખત |
| નાગોર=અજમેર. એ રજપુતસ્તાનમાં છે. | બાજુએ મૂકયો=વિસારી દીધો | ચેત્યો=સમજ્યો |
| થાણું=કચેરી | ખાસ=પોતાનો | ક્ષેમકુશળ=સુખરૂપ |
| ઘેરો ઘાલ્યો=કબજે કર્યું | વિશ્વાસુ=ભરોસાદાર | ખંજર=જમૈયો |
| લડત=લડાઇ; યુદ્ધ | ગુપ્ત=છાની | પ્રાણ લઇશ=મારી નાખીશ |
| બચાવ=રક્ષણ | ઝપાઝપી=કાપાકાપી; કતલ | મ્યાન=કવર |
| સંભવ=આશા; ભરોસો | જીવને જોખમ લાગશે=મરી જશે | નમ્રતા=નમનતાઇ |
| શરણે ગયો=તાબે થયો | સોગન=સમ | મુજરો=સલામ |
| આશ્રય=મદદ | કુશળતા=સુખાકારી | વિશ્વાસઘાતી=ભરોસો તોડનાર |
| જયપુર=જેપુર | સમાચાર=ખબર | ઉદાહરણ=દાખલો |
| મુકામ=રહેઠાણ | ઝબ્બો=ઝુલતો ઢીલો અંગરખો | નીમકહલાલ=જેનું ખાય તેનું ભલું ચાહનાર |
| કપટી=દગલબાજ | | જીત=ફતેહ |
| મુલાકાત=મેળાપ | | |

**સવાલ**—વિજયસીંગ કયાંનો રાજા ? વિજયસીંગને કોને હરાવ્યો ? ત્યાર પછી કયાં ગયો ? ત્યાં શું થયું ? પછી કયાં ગયો અને શા માટે ? ઇસરીસીંગ કયાંનો રાજા ? વિજયસીંગના બાપને કોણે મરાવ્યો હતો ? રજપુતોનો મુખ્ય ધર્મ શું છે ? વિજયસીંગને ઇસરીસીંગ કેદ કરનાર છે, એ વાત જવાનસીંગના જાણવામાં કયાંથી આવી ? વિજયસીંગને કેદ

પકડાતો શી રીતે બચાવ્યો ? ઇસરીસીંગે પોતાના સરદારોને કોનો દાખલો બતાવ્યો ? જીત મેળવવાની આશા કયાં રાખી શકાય નહિ ?

**સાર**—જેનું લૂણ ખાધું હોય તેનું હલાલ કરવું એ માણસની ફરજ છે.

**પાઠ ૩.**

સૂર્યવંશી=સૂર્ય ઉપરથી નીકળેલાં કુળમાં પેદા થએલો
પ્રખ્યાત=નામીચા
લગભગ=આશરે
અવતર્યો=જન્મ્યો
રિવાજ=ધારો; રીત
ભાવ=હેત
બેઠક=ગાદી
ધાસ્તી=બીક; શક
પક્ષપાત=તરફદારી
ધકકો=નુકસાન; હરકત
ખેદ=દીલગીરી
યુક્તિ=તદબીર; કળા
પાયમાલ=છેક નાશ થએલો હોય તેવું
ઉદાર=સખી
હૃદય=અંતઃકરણ; મન
પાણી પાણી=નરમ
ઝળઝળીઆં=આંખમાં પાણીનું ભરાઇ આવવું તે
ગોઠવણ=તજવીજ
ભલે=સુખે; નિર્ભય
આડે=વચ્ચે
પણ=બાધા; નિયમ
ક્ષણે=વેળાએ
જન્મભૂમિ=જે જગામાં જન્મ થયો હોય તે
ખીજમતદાર=સેવક; ચાકર
ઝરો=ધીરે ધીરે પાણી વહે તે; વહેણ
ઘુંટડો=મોંમાં માય એટલું
શૂરવીર=બહાદુર
નીમણુક=ગોઠવણ
કામગીરી=નોકરી
વીત્યા=ગયા
દેહ=શરીર
ઝળહળે=પ્રકાશે
ઉદારપણું=મોટું મન
ટેક=બોલેલું પાળવું તે

**સવાલ**—રજપુતોમાં કયું કુળ ઉંચું ગણાય છે ? માબાપનું કયા છોકરાઓપર હેત વધારે હોય છે ? રાજસીંગને ભીમસીંગ માટે શું વહેમ હતો ? ભીમસીંગે તે વહેમ દૂર કરવા શું કર્યું ? ભીમસીંગે પાણીનું પ્યાલું શા માટે ફેંકી દીધું ? બે છોકરામાંથી કયો છોકરો આપકર્મી ?

**સાર**—માબાપનું મન ન દુખાવવા માટે, અને તેમને રાજી રાખવા માટે તેમની મરજી મુજબ ચાલવું.

| | | |
|---|---|---|
| **પાઠ ૪.** | વેઠવો=ખમવો | નિશ્ચય=ઠરાવ; નક્કી |
| ઉપવાસ=અપવાસ; ભૂખ્યા રહેવું તે | વિકરાળ=બિહામણું | વહાણે વાયે=સવાર થતે |
| કોપ=ગુસ્સો; રીસ | રાક્ષસો=દૈત્યો | ઠર્યું=નક્કી થયું |
| ખોળે માથું મૂકીશ=શરણે રહીશ | આગ્રહ=હઠ | વનવેશ=વનમાં પહેરવાનો પોશાક |
| આશિષ=આશીર્વાદ | અવસ્થા=હાલત | ધારણ કર=પહેર |
| વિજોગ=જુદું પડવું તે | વિનંતી=અરજ | મૂર્છા ખાઈ=બેભાન થઈ |
| માનવું=કબુલ કરવું | ચલણ=સત્તા | તિરસ્કાર=ધિક્કાર |
| સાજેતાજે=સુખરૂપ | ઝૂરીઝૂરીને=મનમાં બળી બળીને | અધર્મ=અનીતિ; પાપ |
| રક્ષા=બચાવ; રક્ષણ | નમન કર્યું=બે હાથ જોડાયા; પગે લાગ્યા | ઋષિ=તપસ્વી |
| ઝૂરાવું=મનમાં બળવું | સોંપણ=સપુરત | વિદાય કીધા=વળાવ્યા |
| વસમાં=ઘણાં કઠણ | કંદમૂળ=કંદ ને મુળીઆં | બેશુદ્ધ=બેભાન |
| આરો=અંત; છેડો | હૈયુ ભરાઈ આવ્યું=રડવું આવ્યું | પ્રાણત્યાગ કીધો=મરી ગયા; સ્વર્ગવાસ કર્યો |

**સવાલ**–સીતા કેવી સ્ત્રી ગણાય? રામને વનવાસ કોણે અપાવ્યો? કૈકયીનો કોણે તિરસ્કાર કીધો અને શા માટે? રામ વનવાસ શા માટે ગયા? સીતાને શા માટે વનમાં આવવા ના પાડી? રામચંદ્રજીનું માતા પ્રત્યે કેવું હેત હોવું જોઇએ? દશરથ રાજાની આજ્ઞા લેવા જવાનો હેતુ શો? વનવેશ એટલે શું?

**સાર**–(૧) વગર વિચાર્યું કામ કરવાથી પાછળથી પસ્તાવું પડે છે. (૨) માબાપનું વચન પાળવા માટે દુઃખ સહન કરવું.

| | | |
|---|---|---|
| **પાઠ ૫.** | દુબળા=કમજોર | એંજિન=વરાળથી ચાલતો સંચો |
| ટુકાળીઆ=ભૂખથી પિડાતાં માણસ | પેટપુર=જોઇએ તેટલું | કુદરતી=ઈશ્વરે મૂકેલી |
| | સુકાઈ=લેવાઈ | |

| | | |
|---|---|---|
| કાયમ=ચાલુ | ઉછળે છે=ધબકે છે | ચરબી=ચામડીની અંદર ઠરેલો ચીકણો પદાર્થ |
| ગરમી માપવાનું યંત્ર =થર્મોમીટર | અંગ=ભાગ | દુરસ્ત=સાફ |
| ધરી=જે દાંડી પર પૈડું ફરે છે તે; આંક; આંસ | સમાર=દુરસ્ત | ક્ષાર=ખારો પદાર્થ |
| | તર=મલાઇ | શ્રેષ્ઠ=ઉત્તમ |
| નિરંતર=હમેશાં; નિત્ય | સાકર=મીઠો પદાર્થ; ગળી ચીજ | વાની=વસ્તુ |
| નાડી=નાડ | | પુષ્ટિ=મજબુતી; બળ |

**સવાલ**—દુકાળીઆનાં શરીર કેવાં હોય છે? દુકાળીઆનાં શરીર એવાં શાથી થાય છે? આપણને ખોરાકની જરૂર શા માટે છે? ખોરાક ન મળે તો અંદરના ભાગમાં શું થાય છે? ગરમી માપવાના યંત્રનું નામ શું? એંજિન ચલાવવાને માટે શેની જરૂર છે? આપણા શરીરના અવયવો બરાબર ચલાવવાને માટે શાની જરૂર છે? નાના છોકરાના શરીરનું વજન વધારે કે મોટાનું? ગરમી કયો પદાર્થ ખાવાથી ઉત્પન્ન થાય છે? ચરબી વધારવા માટે કયા પદાર્થ ખાવાની જરૂર છે? ચરબી વધારનાર પદાર્થ કયા મુલકના લોકો વધારે ખાય છે? કયા પદાર્થ માંસ વધારે છે? ક્ષાર પદાર્થ ખાવાની જરૂર શા માટે છે? લોહી સાફ કરવાને માટે કેવા પદાર્થની જરૂર છે? દૂધ કરતાં પણ વધારે ફાયદાકારક શું છે?

**સાર**—માણસને હવા ને પાણી સિવાય ખોરાકની પણ જરૂર છે, કારણ કે તે વડેજ અંદરના સંચાને પુષ્ટિ મળે છે.

| | | |
|---|---|---|
| **પાઠ ૬.** | દોષ=ઠપકો | જગા |
| આફીપાકી=કમજોર થઇ | મસાલો=તેજાનો | પીલતાં=કપાસમાંથી કપાસીઆ છુટા પાડતાં |
| નિસાસા=નિશ્વાસ | અગરીઆ=મીઠું પકવનાર | |
| બકવાટ=લવારો | અગર=મીઠું પકવવાની | કાંતતાં=સુતર બનાવતાં |

| | | |
|---|---|---|
| વણકર=વણવાનું કામ કરનાર | ગરજ=મતલબ | મટાડે છે |
| નિર્માણ કરેલું=ઠરાવેલું | ગરજ સારે છે=ખોટ પુરી પાડે છે; તંગી | સમાધાન=ગુંચવણ કે ચિંતાનું મટવું તે |

**સવાલ**—ડોશી શા માટે ભગવાનને દોષ દેતી હતી? તેના મનનું સમાધાન કોણે ને શી રીતે કીધું? **સાર**-(૧) દુનિયામાં દરેક માણસને એક બીજાનો ખપ પડે છે માટે કોઈની સાથે ખુરાશ કરવી નહિ. (૨) દુનિયા માંહેલા પદાર્થ એક બીજાની મદદથી બને છે.

| | | |
|---|---|---|
| **પાઠ ૭.** | ભૂલીને=વીસરીને | વાંકું બોલી=ઇનકાર કરી; ના કહી |
| મુખે=મોઢે | વણતોલ=ઘણોજ | ભાળે=જુએ |
| વેર્યાં=નાખ્યાં | અન્યાય=ગેરઇન્સાફ | ફરિયાદ=ન્યાય મેળવવા માટે અરજ |
| ફૂલ=પુષ્પ | મટવાને=દૂર થવાને | સદ્‌ગુણ=સારા ગુણ |
| નસીબે=દૈવયોગે | ધીરીને=ઉધાર આપીને | ચિંતા=ફીકર |
| નીચા નમી=નીચા વળી | દુ:ખીઓ=હેરાન | ચટપટી=ગભરામણ |
| વીણીશું=એક એક લઇશું | આબરૂ=ઇજ્જત | અટપટી=ગુંચવણ ભરેલી |
| અત્યારે=હમણાં | પાખી=વગર; વિના | મા'લે=ખુશાલીથી રહે |
| ગુસ્સે થઈ=રીસ કરી | ધીરેલાં=આપેલા | |
| વિપત=આપદા; દુ:ખ | નવ આલે=આપે નહિ | |

## પાઠ ૭. આજ અને કાલ.

**સમજુતી**—નસીબે ખુશી થઇને રસ્તામાં ગુલાબનાં ફૂલો નાખ્યાં, તે નીચા વળી ક્યારે વીણીશું? ભાઇ હમણાં, આજ ને આજ વીણી લો. (મતલબ કે ફૂલ થોડા વખતમાં કરમાઇ જાય છે તેમજ સારાં કામો કરવાનો વખત પણ જતો રહે છે. માટે ગુલાબનાં ફૂલરૂપી સારાં કામો તરતજ કરવાં) (૧) પણ જો તે કદી ગુસ્સે થઇને બોલશે તો તને ઘણી આપદા પડશે તો પછી અફસોસ ક્યારે કરાવો? ભાઇ કાલે,

કાલે, કાલે, મતલબ કે સારાં કામ કરતાં દુઃખ આવી પડે તો દીલગીર થઈ છોડી દેવું નહિ. (૨) ઉપકાર ભૂલી જઇને આપણું ખરાબ કર્યું હોય, અને આપણને દુઃખ આપ્યું હોય તો તેને માફ ક્યારે કરીશું? ભાઈ હમણાં, આજ ને આજ. (૩) પણ ગેરઇન્સાફ થતો હોય તો તે દૂર કરવાને, મનમાંથી રીસ ઓછી કરવાને, જો લડવું તો ક્યારે લડવું? ભાઇ કાલે, કાલે, કાલે. (૪) કોઇએ આપણને પૈસા આપીને આપણી લાજ રાખી હોય, તે માણસ પૈસા વગર દુઃખી થતો હોય, તો તે પૈસા પાછા ક્યારે આપવા? ભાઇ હમણાંજ આજ ને આજ. (૫) કોઇ માણસ આપણે આપેલા પૈસા પાછા આપે નહિ, ને વાંકું બોલે, અને સામું પણ જુએ નહિ, તેવા માણસ પર કહો કે ક્યારે ફરિયાદી કરવી? ભાઇ કાલે, કાલે, કાલે. (૬) સારા ગુણનાં ઘણાં કામો કરવાં છે, પણ વ્યવહારમાં વખત ન મળે, તો પછી તે ક્યારે કરવાં? ભાઈ હમણાં આજ ને આજ. (૭) ક્રોધ, અપશબ્દો, ફીકર, ગભરામણ, ગુંચવણ ભરેલી પોતાની મેળે મનમાં આવે, તો તે મનમાં જઇને ક્યારે આનંદથી રહે? ભાઈ? કાલે, કાલે, કાલે. (૮)

**સાર**—સારાં કામ આજેજ કરવાં અને નઠારાં કામ માટે આવતી કાલપર વિચાર રાખવો, મતલબ કે નઠારાં કામ કરવાંજ નહિ.

**પાઠ ૮.**

અવલોકન=બારીક તપાસ
ખોડું=લંગડું
લાધ્યું=પીઠપર મૂક્યું
ધારી ધારીને=તાકી તાકીને
પારખ્યું=ઓળખ્યું
કેણી મેર=કઇ તરફ
જવાહીર=કીમતી રત્નો (હીરા, માણેક, લીલમ, પોખરાજ, મોતી વગેરે)
ફકીર=સાંઇ; મુસલમાન સાધુ
ઝાડો=ઝડતી; તપાસ
તપાસ=શોધ
સાક્ષી=સાહેદ
જાદુગર=ધંતર મંતર કે અજાએબી ભરેલા ખેલ કરનાર; ઇલ્મી
સજા=શિક્ષા
નવાઇ=અચરતી; અચંબો

| | | |
|---|---|---|
| જાદુ=ઇલમ | લંગડું=ખોડું | વેરાય=કણ છુટા પડે |
| ગમ=બાજુ | અનુમાન=વિચાર કરીને અટકળ કરવી તે | ઢોળાય=છલકાય |
| કાણું=એક આંખ ફુટેલી હોય એવું | બમણુતી=મણગણ અવાજ કરતી | શાબાશી=ધન્યવાદ |
| આછું=થોડું | | ફેર=તફાવત |
| | | ટેવ=મહાવરો |

**સવાલ**—ફકીરને રસ્તામાં કોણ મળ્યું ? ફકીરને કેવી ટેવ હતી ? ફકીરનું અનુમાન ખરૂં હતું કે ખોટું ? ફકીર ગુનેગાર હતો કે નહિ ? ફકીરે ઊંટ વિષે શી શી હકીકત કહી ? રાજાએ ફકીરને શા માટે છોડી દીધો ? અવલોકન કરવાની ટેવથી શો ફાયદો ?

**સાર**—દરેક માણસે હરેક વસ્તુ બરોબર જોવાની તથા તે ઉપર વિચાર કરવાની ટેવ પાડવી.

| | | |
|---|---|---|
| **પાઠ ૯.** | લાયકી=લાયકાત | લઇ વર્તનાર |
| ભલામણપત્ર=સિફારસનો કાગળ | લૂછી=સાફ કરી | કાળજીવાળો=ખંતીલો |
| ઉમેદવાર=આશાવાળો | જાજમ=જાડું બિછાનું | ધક્કો=હડસેલો |
| ખોળ=શોધ; તપાસ | વ્યવસ્થા=સારી ગોઠવણ | પ્રયત્ન=વધારે મહેનત |
| વર્તમાનપત્ર=ચાલતા વખતના સમાચારનું છાપું; ન્યુસપેપર | સ્વચ્છતા=ચોકખાઇ | શાંત=ધીરજવાળો |
| જાહેર ખબર=છપાવીને ખબર આપવી તે | દીસી=દેખાઇ; જણાઇ | લક્ષણ=ટેવ; આદત |
| પસંદગી=પાસ | વિચારવંત=સમજુ | મરોડદાર=સારા વલણવાળા |
| મહેરબાની=કૃપા; દયા | સ્થિતિ=હાલત; દશા | [ખડીઓ |
| ભલામણ=સિફારસ; વગ | વિનય=નમ્રતા | રેતદાની=રેતી ભરવાનો |
| | સભ્યતા=સલુકાઇ | સાવધ=હોશિયાર |
| | રીતભાત=ચાલચલગત | ખુલ્લું=દેખીતું |
| | ઓળંગી=વટાવી | તોલ=પરીક્ષા; તુલના |
| | ચોકસ=સાવધ; સંભાળ | સદ્‌ગુણ=સારા ગુણ |

**સવાલ**—શેઠીઆને ત્યાં કેટલા ઉમેદવારની અરજી આવી? તેમાંથી કેટલા પાસ થયા? શેઠે કેવી રીતે પરીક્ષા કરી તે કહો. અક્ષર કેવા લખવા જોઇએ? લખાણ કેવું જોઇએ? જે ઉમેદવાર પાસ થયો, તેમાં કયા કયા ગુણ હતા? તેની પાસે ભલામણપત્ર હતો કે નહિ?

**સાર**—દરેક માણસને નોકરી પર રાખતાં પહેલાં તેના ભલામણપત્ર પર આધાર ન રાખતાં તેને બોલાવી મંગાવી જાતે તેની ખાતરી કરવી.

**પાઠ ૧૦.**

ગુજરી ગયા=મરી ગયા
સંકટ=દુઃખ; વિટંબણા
ઘરેણાંઠાં=ઘરેણાં વગેરે
વેચીસાટી=વેચી કે બદલો કરી
સાધન=સાહિત્ય
સમયે=વખતે
ઉદ્યમે=ધંધે
જિંદગીપર્યંત=મરતાં સુધી
પર્યંત=સુધી
ભાષણ=બોલવું
ગુમાસ્તો=મહેતો
અદેખાઈ=ઝેર; કીનો
વિરૂદ્ધ=સામું; ઉલટું
કસોટી=તોલ; પરીક્ષા
સોદો=માલ; સામાન
ભાવતાલ=કિંમતની પડપુછ
રવારદારગી=છુપી દલાલી
કાઢવી તે.
કંઠી=ડોકમાં પહેરવાનું સોનાનું ઘરેણું
વીસરી=ભૂલી
દળદર=ગરિબાઇ
ફિટાડીએ=મટાડીએ
બોધ=ઉપદેશ
સંતાન=છોકરું
મિલ્કત=માલમતા
વારસ=હકદાર

**સવાલ**—જગમોહન કેવો છોકરો હતો? તેની સ્થિતિ કેવી હતી? એવી સ્થિતિ આવવાનું કારણ શું? જુના ગુમાસ્તાની ચાડીથી શેઠના મનપર શું અસર થઈ? શેઠે જગમોહનની પરીક્ષા કરવા માટે શું કર્યું? જગમોહન ઉપર વધારે વિશ્વાસ શાથી બેઠો? જગમોહનમાં કયો ગુણ હતો? જગમોહનને તેના ગુણનો બદલો શું મળ્યો?

**પાઠ ૧૧.**

સંસાર=દુનિયાનો વહેવાર
દરવેશ=ફરતો ફકીર; એક જગ્યાએ સ્થિર નહિ રહેનાર ફકીર
ત્યાગ કરીને=છોડીને
તાણ=તંગાશ; ખોટ
ફાટી નીકળતો=ફેલાતો
એકાંતવાસ=એકલા

રહેવું તે
સારવાર=બરદાસ
આખર અવસ્થા=મર-વાનો વખત
દિલાસો=ધીરજ
નામીચો=પ્રખ્યાત
બદમાસ=હરામખોર
સંખ્યાબંધ=ઘણાજ
લુટફાટ=માર મારી લૂટી લેવું તે
પવિત્ર=શુદ્ધ
દુરાચરણ=ખરાબ ચાલચલગત
ધર્મિષ્ઠપણું=ધર્મ પ્રમાણે ચાલવું તે
અમર=અચળ; કાયમ
રસ્તો=ઉપાય; ઇલાજ
અશક્ય=નહિ બની શકે એવું
મુશ્કેલ=કઠણ; અઘરૂં
ટોચ=શિખર
બોજો=ભાર; વજન
કલ્યાણ=ભલું
લૂટ=ખુલ્લી રીતે માર મારીને લઇ લેવું તે.
ફરમાન=હુકમ
માથે ચઢાવી=કબુલ કરી
વર્તણુક=ચાલચલગત
અંતે=આખરે

**સવાલ**—દરવેશની નામના શાથી થઈ? લુટારા પાસે કેટલાં માણસો, ગુલામ તથા દોલત હતી? એ દોલત તેણે શી રીતે મેળવી હતી? દરવેશે ત્રણ પથરા શા માટે ઉંચકવા કહ્યું? લુટારો ખરો સુધી હતો કે નહિ? એ કયારે ખરો સુધી થયો?

**સાર**—આપણે બીજાના દુઃખ મટાડવા માટે પ્રયત્ન કરવો.

**પાઠ ૧૨.**

ખોટા=જુઠા
અજ્ઞાની=સમજણ વગરના
ધારે=માને
ભૂત=મરી ગયા પછી કોઇ માણસ પ્રેત રૂપ થાય તે
ઝોડઝપટથી=ભૂતના સપાટામાં આવવાથી
અરસામાં=દરમિઆનમાં
જીવ ભમી આવ્યો=ચકરી આવી
ચપટી ચપટી=જરા જરા
કડક=સખત
કરડી=સખત; આકરી
અંગારા=સળગતા કોયલા
ઉંધે=અવળો
ચોંટી=વળગી
મંદવાડ=રોગ; બિમારી
પ્રયોગ=અમુક સાધન વડે કંઇ કરી બતાવવું તે; અખતરો
ચીસ=બીકથી બૂમ [પાડવી તે
સોડે=પીમળે
ફાટી જાય=દૂધ ને ચોખા જુદા પડી જાય

| | | |
|---|---|---|
| ઉતરી જાય=બેસ્વાદ લાગે | જુક્તિથી=તદબીરથી; યુક્તિથી | ભિનાશવાળી=ભેજવાળી; શરદીવાળી |
| કસુર=ખામી; મણા | | |

**સવાલ**—વહેમી લોકોમાં કઇ કઇ જાતના વહેમ ચાલે છે? વહેમ ટાળવાને માટે કયા કયા પ્રયોગ કરશો? નજર લાગવાનો દાખલો આપો. કુલ્લીનો પ્રયોગ શી રીતે કરશો? નજર બાંધે છે ત્યારે થાળી સાથે વાડકો કયા કારણથી ચોંટી જાય છે.? નજર બાંધવાથી રોગ સારો થાય છે નહિ? રોગ શાથી સારો થાય છે? પાપડ બગડવાનું, દૂધપાક ફાટી જવાનું, અથાણું બગડી જવાનું કારણ શું?

| પાઠ ૧૩. | ભોપાળું=પોકળ; જુઠાણું | મંછા=ઇચ્છા |
|---|---|---|
| નજરે પડે છે=દેખાય છે | ડાકણ=ખરાબ નજરની સ્ત્રી; ભૂત થએલી સ્ત્રી; ચુડેલ | મંછાભૂત=મનની ઇચ્છા એજ ભૂત |
| એકાએક=ઓચિંતું; એકદમ | ચાળા=નિશાની | શંકા ડાકણ=વહેમ એજ ડાકણ |
| મૂઠ=ચોટ | મસાણ = મુડદાં દાટવા બાળવાની જગા | કહેવત=કહેતી |
| જીવ=જીવાત; | ઠુંઠું=ડાળાં પાંદડાં વગરના ઉભેલા ઝાડનું થડ | વશીકરણ=વશ કરવાની વિદ્યા |
| સળો=જીવાત, જીવડાં | ધડકે છે=ધબકે છે | શુકન=ધાર્યું થવાના ચિહ્ન |
| અદાવત=દુશ્મનાઇ; વેર | શોરબકોર=બુમાટ | અપશુકન=નઠારા શુકન |
| ભુવો=ભૂત કાઢનાર | વીગત=વાત | ફોસફરસ=હવા લાગવાથી તરત સળગી ઊઠે એવો પદાર્થ |
| ઉતાર=ભૂત, પ્રેત વગેરે કાઢવા માથે ઉતારેલું જે ધાન્ય વગેરે ચકલે મૂકવામાં આવે છે તે | વિખ્યાત=પ્રખ્યાત | |

**સમજુતી**—જોરથી પવન આવ્યો તેથી નળીઉં ખસી ગયું, ને સહેજ અવાજ થયો. તે સાંભળીને કુતરૂં ભસવા લાગ્યું, તેથી ત્યાં ઘણાં માણસો એકઠાં થયાં અને ઘણોજ અવાજ થયો. તેમાં કોઇ

માણુસ કહે છે કે મેં ચોર નાસતો જોયો; એવી ખોટી વાતને લોકો સંભાવીને પ્રખ્યાત કરે છે. અખો કહે છે કે ભાઇઓ વહેમની વાતો એવી હોય છે.

**સવાલ**—ઝાડને મૂઠ મારેલી ક્યારે કહેવાય? ઝાડ મૂળમાંથી એકએક શા કારણથી પડી જાય છે? ભુવા લોક મૂઠ ઉતારવાને કયો પ્રયોગ કરે છે? બૈરાંઓ શા કારણથી ધૂણે છે? મસાણ કાંઠે ભડકા કયા કારણથી દેખાય છે? શહેરમાં કે ગામમાં ભડકા શા માટે નથી દેખાતા? તમે વહેમને ખરા માનો છો કે ખોટા? ખોટા માનો છો તો તેનાં કારણ સમજાવો. વશીકરણ એ શું છે? શુકન એ શું છે?

**સાર**—કોઇપણ જાતનો વહેમ રાખવો નહિ. વહેમ રાખવાથી શરીરમાં બેચેની થાય છે, અને તેથી રોગ આવે છે

**પાઠ ૧૪.**

તાગ=છેડો; અંત.
અપાર=પાર વગરનું
વાવાઝોડું=પવનનું તોફાન
તૂટી પડશે=નીચે પડશે
કાટકા=કડાકા; ગડગડાટ
ચિરાઈ=ફાટી
ભયંકર=બિહામણા
બનાવ=પ્રસંગ
અતિવૃષ્ટિ=ઘણો વરસાદ
કરાં=બોર જેવાં પાણીનાં બંધાયલાં ટીપાં
હિમ=ઘણી ટાઢ
ધરતીકંપ=જમીનનું હાલવું તે
જવાળામુખી = બળતો પહાડ
આનંદકારી=ખુશકારક
મંદ મંદ=ધીમો ધીમો
નિરંતર=હંમેશાં
માફક=અનુકુળ
અદ્‌ભુત=નવાઈ જેવું
ચમત્કારી=નવાઇ જેવું
દિંગ=તાજુબ
દિંગ થઇ જઇએ છીએ= અકકલ કશું કરતી નથી
છેવટ=આખર
અનંત=પાર વગરના
ઘોડા=મોટી છોળો;મોજાં
મોજાં ઉતરી જાય=ઓટ થાય
છાયા=પડછાયો; ઓળો
સ્વમવશ=સ્વમાં આવે એવી સ્થિતિમાં પડેલા
આત્મા=જીવ
ખોળીઆમાં=શરીરમાંથી
ભયભીત=બીકથી બીધેલ

**સવાલ**–આકાશને છેડો ક્યાં છે? તારા કેટલા છે? તારા આપણી પૃથ્વી કરતાં મોટા છે કે નાના? મોટા છે તો નાના શા કારણથી દેખાય છે? પૃથ્વી મોટી કે આકાશ? વીજળી શું છે? ધરતીકંપ શા કારણથી થાય છે? ભયંકર બનાવો ગણાવો. આપણા શરીરમાં કયા કયા ચમત્કારી બનાવો બને છે? સ્વપ્નું એ શું છે?

**પાઠ ૧૫.**

| | | |
|---|---|---|
| સત્તા=બળ; શકિત | બ્રહ્માંડ=વિશ્વ; બધી દુનિયા જેમાં છે તે ગોળ | આપોઆપ=પોતાની મેળે |
| હિસાતમાં=ગણતરીમાં | સમર્થ=જોરાવર | અમુક=દરેક; ચોકસ |
| અમલ=હુકમ | કાર્યો=કામ | આધારે=આસરે |
| ઇંદ્રિયો=જે વડે જ્ઞાન અને કર્મ થાય છે તે (જ્ઞાનેંદ્રિય પાંચ છે. આંખ, કાન, નાક, જીભ, ચામડી. કર્મેંદ્રિય પાંચ છે. મોં, હાથ, પગ, ઉપસ્થ, ગુદા.) | વ્યાપી=ફેલાએલો | હેતુ=મતલબ |
| | સર્વશકિતમાન=જે બધું કરી શકે તે | નિયમસર=નિયમ પ્રમાણે |
| | સર્વવ્યાપી=બધે ઠેકાણે હોય તે | ન્યાયી=ઇન્સાફી |
| | સર્વજ્ઞ=બધું જાણનાર | દયાળુ=દયાવાળો |
| | | આરોગ્ય=તંદુરસ્ત |
| | | સોસવું=ખમવું; વેઠવું |
| | | પાપ=ઇશ્વરની આજ્ઞાથી ઉલટું કરવું તે |

**સવાલ**–પૃથ્વી ઉપરના પદાર્થનો અનુભવ આપણને શાથી થાય છે? ઇંદ્રિયો કેટલી જાતની છે અને તે કઇ કઇ? આ જગતની રચના કોણે ઘડી છે? પરમેશ્વરને મોટો અને જોરાવર શાથી સમજવો. પરમેશ્વર સર્વશકિતમાન, સર્વવ્યાપી અને સર્વજ્ઞ શાથી કહેવાય છે? જગત જે નિયમો વડે ચાલે છે એ નિયમો કોણે બાંધ્યા છે? જગત કયા બે મોટા નિયમોને આધારે ચાલે છે? એ નિયમોનાં નામ કહો. પરમેશ્વર ન્યાયી, માયાળુ, દયાળુ છે તે તમે શાથી કહો છો. પરમેશ્વર ક્યારે નારાજ થાય? પાપ એટલે શું? ઇશ્વરી નિયમો પાળવાથી ફળ શું?

સાર-પરમેશ્વર સર્વવ્યાપી, સર્વશક્તિમાન, સર્વજ્ઞ, સમર્થ, ન્યાયી, માયાળુ ને દયાળુ છે.

### પાઠ ૧૬.

ધ્રુવ=ઉત્તાનપાદના પુત્ર
નિસાસો=આશા ભંગ થયેથી જીવને જે અકળામણ થાય છે તે
વિસામે=વિચારે
કેરો=નો
રાજીઓ=રાજા
રાજંન=રાજા
નરપતિ=રાજા
સૂણો=સાંભળો
પૃથ્વીપતિ=જગપતિ; રાજા
હૈડે=હૈયામાં
ન માય=સેવાય નહિ
ધરો=રાખો
પ્રજા=રૈયત
ઉદર=પેટ
મેહ=વરસાદ
માગ્યા મેહ=જોઇતો વરસાદ
તમદેશ=તમારા મુલકમાં
વેશ=દેખાવ
લીલા=આબાદ
લીલા રાજ=આબાદ રાજ
ભોગવો=ચલાવો
સોય=તે
વચન=બોલ
સધીર=ધીરજવાળાં
નયણે=આંખોએ
નયણે વહે અતિ નીર=આંખમાંથી ઘણાં આંસુ પડે
વદે=બોલે
રૂદે=મનમાં
ટાળો=મટાડો
દયાળ=દયાળુ
સંચર્યો=ગયો
મૂઢમતિ=મુર્ખાઇ
પરવરી=ચાલી; નીકળી
અપરાધ=ગુનો
મંદમતિ=ઓછી અક્કલ
દુભવ્યો=નારાજ કીધો
સાધ=સાધુ; સજ્જન
પરહર્યા=તજ્યા
ગૂઢ=ખિચોખિચ; ધાડું
વિકરાળ=ભયંકર; બીક લાગે એવું
કિરણ=સીધી લીટીમાં પડતો પ્રકાશ
સંચર્યું=ગયું
નીરખું=જોઉં
અજસુત=નારદ; બ્રહ્માનો પુત્ર
ભૂપત ભણી=રાજા પ્રત્યે
કુળ=વંશ
નગર=શહેર
અવાસ=રહેઠાણ
નિશદિન=રાત દહાડો
ચરણે ચાંપી=પગે દાબી
નીરખે=જુએ
તન=શરીર
સફળ હવો=સાર્થક થયો
તારણહાર=તારનાર

## પાઠ ૧૬. ઉત્તાનપાદ રાજા ને નારદ ઋષિ.

ધ્રુવજીના પિતાને નિસાસા નાખતા જોઇને નારદ ઋષિ મનમાં વિચાર કરે છે, કે હે રાજા ! તું પોતે દુનિયાનો માલીક છે, પછી તમને શું દુઃખ છે ? નારદ ઋષિ કહે છે કે હે ! રાજા, તમે સાંભળો. તમે મોટા રાજા છતાં તમને આટલું બધું શું દુઃખ છે, કે હૈડામાં શ્વાસ પણ માતો નથી !

તમારો દેખાવ આસ્થાથી સેવા કરવા લાયક છે. તમે રૈયતનું પોષણ કરો છો. તમારા દેશમાં જેવો જોઇએ તેવો વરસાદ આવે છે, છતાં આટલું દુઃખ શા વાસ્તે રાખો છો ! (૧) તે આબાદ રાજ ભોગવો. તને તે કાંઇ દુઃખ હોય ! એવાં ધીરજ આપનારાં વચન નારદ ઋષિએ કહ્યાં તોપણ રાજાની આંખમાંથી ઘણાં આંસુ પડે છે. (૨) રાજા કહે છે, કે ઋષિ સાંભળો. મારો છોકરો જંગલમાં ગયો તેથી મારે મન ઘણું દુઃખ થાય છે, માટે તમે દયાળુ તે દુઃખ મટાડો. (૩) મેં બહુ મુર્ખાઇ કરી તેથી બાળક વનમાં જતો રહ્યો. મેં ઓછી બુદ્ધિવાળાએ એ પવિત્રનું મન નારાજ કર્યું, એવો મેં ગુનો કીધો છે. (૪) એ કારણથી મેં નિસાસા નાખ્યા અને મને ચિંતા થાય છે, કે ખિચો ખિચ બિહામણું જંગલ હશે, ત્યાં મારો છોકરો એકલો કેમ રહેશે? (૫) જેનું મોં ઘણું કોમળ છે, એટલે જે ઘણો નાજુક છે, તે સુરજનો સીધી લીટીનો પ્રકાશ કેમ વેઠશે ? (સુરજનો તાપ શી રીતે વેઠશે ?) મારૂં બધું સુખ ધ્રુવજી સાથે ગયું તેથી હું નિસાસા નાખું છું. (૬) તમે દયાળુ તે દુઃખ મટાડો કે જેથી એક વાર છોકરાને મારી નજરે જોઉં, રાજાનાં એવાં વચન સાંભળીને નારદ ઋષિ રાજા પ્રત્યે બોલ્યા. (૭) તારા વંશમાં ધ્રુવ જન્મ્યો તેથી તારી જિંદગીને ધન્ય છે. જે માતાને પેટે જન્મ્યો તે માતાને પણ ધન્ય છે, રાજા તને ધન્ય છે, કે તારે ત્યાં ધ્રુવ અવતર્યો. (૮) જ્યાં ધ્રુવ જન્મ્યો છે, તે શહેરને અને તે મહેલને પણ ધન્ય છે.

જે માણસને ધ્રુવની સોબત છે, તેને પણ ધન્ય છે. જે ધરતીપર પગ મૂકીને ધ્રુવજી ચાલે છે, ત્યાં તે ધરતીને પણ ધન્ય છે એમ કહીએ. (૯) રાત દહાડો ધ્રુવજીના દર્શન કરે છે, તે પક્ષીને અને જંગલને ધન્ય છે, હે રાજા તારૂં જીવ્યું સાર્થક થયું, કે તારે ત્યાં એકોતેર પેઢી તારનાર જન્મ્યો છે. (૧૦)

**પાઠ ૧૭.**

આગબોટ=વરાળથીચાલતું મોટું વહાણ; સ્ટીમર
વિલાયત=ઈંગ્લાંડ
ખાસ=જુદી
ખલાસી=વહાણ હાંકનાર
એકંદરે=બધું મળીને
ભરદરીએ=દરીઆની અધવચે; દરીઆની વચ્ચોવચ્ચ
મુસાફરી=સફર
હંકારવામાં=ચલાવવામાં
સપાટી=ઉપલો ભાગ
ખડક=પાણીમાં ઢંકાઇ રહેલો પત્થર
ગામડું=મોટું કાણું
કપ્તાન=વહાણ કે આગબોટનો વડો અમલદાર
વીર=બહાદુર
અવકાશ=વખત
ગડબડાટ=ઘુમાટ; શોરબકોર
પડઘમ=એક વાજીંત્ર
તુતક=આગબોટનો આગલો ઉપલો ભાગ
દૃઢ મનથી=પાકા વિચારથી
બડબડાટ=બકવાટ
સાહસ=અવિચારી કામ
ડોલ=સઢ ચઢાવવાનો થાંભલો
જળચર=પાણીમાં રહેનાર
પ્રસંગે=વખતે
ફરજ=ધર્મ; કર્તવ્ય
અમર=કાયમ; અચળ
યાદગીરી=નામના
ફરમાન=હુકમ
કીર્તિસ્તંભ=યાદગીરી રહેવાને માટે ઉભો કરેલો ચણતરનો થાંભલો

**સવાલ**—આગબોટ નજીક આવી પહોંચી એટલામાં શું થયું? કમાને લશ્કરના અમલદારે શું કર્યું? કેટલાં બચ્યાં? જળચર પાણીનાં નામ દો. ખલાસી અને સિપાઇનું નામ શાથી અમર રહ્યું? એમનું નામ અમર રાખવા માટે કોણે શું કરાવ્યું?

**સાર**—દરેક માણસે પોતાની ફરજ ખરા અંતઃકરણથી બજાવવી.

**પાઠ ૧૮.**

ફરતો=ચોગરમ
કોટ=છોથી બાંધેલી ઉંચી જાડી મજબુત દિવાલ
કાબેલ=હોશિયાર
મિસ્નરી=મુખ્ય કડીઓ કે સલાટ
સુલતાન=મુસલમાન રાજા; પાદશાહ
અજાયબ તરેહનો=નવાઇ જેવો
દહાડાને અંતે=સાંજે
ચણુતર=ચણવાનું કામ
ભેદ=છુપી વાત; ભરમ
હીકમત=જુગતી; તદબીર; ચતુરાઇ ભરેલો ખેલ
બેઠકે=મુકામે
ઇલમ=જાદુ
બેશક=નક્કી; જરૂર
આજીજી=કાલાવાલા
ઝાળી=નાળચાવાળી લોટી
ઇલમી=જાદુગર; મંત્ર જંત્ર જાણનાર.
નિર્ભય=ભય વિનાનું
સ્થાનક=ઠેકાણું; જગા
કબુલાત=વચન.

**સવાલ**—અહમંદશાહ કોણ હતો? તેણે કયું શહેર વસાવ્યું? કોટ બંધાતો હતો તે પાછો શા કારણથી ઉખડી જતો હતો? ઉખડી જવાનું કારણ સુલતાનના જાણવામાં આવ્યું ત્યારે તેણે શું કર્યું? માણેકનાથ કોણ? અમદાવાદમાં તેની જગા હાલ કયાં છે?

**પાઠ ૧૯.**

પ્રમાણિક=વાજબી રીતે ચાલનાર
કંટાળો=તિરસ્કાર; ત્રાસ
નામુંઠામું=લેવડદેવડનો હિસાબ
આડુંઅવળું=ખરૂં ખોટું
વ્યાજવટાવ=વ્યાજ વગેરે
વટાવ=ખોટને બદલે કંઇ પણ રકમ લેવી કે આપવી તે
દફતર=હિસાબના ચોપડા
ખિન્ન=દુ:ખી; દીલગીર
સદ્બુદ્ધિ=સારી બુદ્ધિ
તત્કાળ=તરતજ
ફુલાતો=ખુશ થતો
ખોળ=શોધ; તપાસ
અબે=એ; અલ્યા
બનીઆ=વાણીઆ
ચલ બે=ચાલ
બતા=દેખાડ
કીધર=ક્યાં
આનાકાની=હા ના
મિજાજ ગયો=ગુસ્સે થયો
ફેરવી તોળ=વાત ફેરવ
જીસકુ=જેને
દો=બે
પાગળ=મૂર્ખ
કરતો હરતો=કારભારી
સાખ=આબરૂ; વટ

**સવાલ**—છગનને દુકાનનું કામ જોઇ કંટાળો આવવાનું કારણ શું? દુકાનમાં એક દિવસ શી બીના બની? પટેલનો હિસાબ કેવી રીતે ગણ્યો? થોડી વાર પછી બીજો શું બનાવ બન્યો ને તેનું પરિણામ શું આવ્યું? મીયો વાણીઆને મૂકીને કેમ જતો રહ્યો? ગુમાસ્તાને શેઠે શા માટે કાઢી મૂકયો? શેઠની સાખ શાથી વધી? ગુમાસ્તાને ઠગાઇનું શું ફળ મળ્યું?

**સાર**-(૧) ઠગીને લેવાની દાનત રાખવી નહિ. (૨) મશ્કરી કરવી નહિ. (૩) હંમેશાં પ્રમાણિકપણે ચાલવું.

**પાઠ ૨૦.**

ખરૂં કામ=વાજબી કામ
છાતી ચલાવનાર=હિંમત કરનાર
કાને=સાંભળવામાં
આર=ભમરડાની નીચે લોઢાની પાતળી સળી હોય છે તે
નકશો=ગામ કે દેશનો ચીતરેલો નમુનો
મશ્કરી=મજાક
નિંદા=કોઇનું ભુંડું બોલવું તે
મોઢું ઉતરી ગએલું=ઝંખવાએલો
કસુર=ગુનો; ચૂક
વંકાવું=મેળ ન રાખવો
શરમ=માન; સહે
હાંસી=મજાક; મશ્કરી
છાપ=અસર
ચાહે=ઇચ્છે
ચાલ=રીતભાત; વર્તણુક
કજીઓ=ટંટો;
દુર્ગુણ=અનીતિ

**સવાલ**—જયાનંદને જીવણરામ, ચુનીલાલ અને મહેતાજીના છોકરા સાથે અણબનાવ થવાનું કારણ શું? એમાં વાંક કોનો હતો? જયાનંદના વખાણ મહેતાજીએ શા માટે કર્યા? **સાર**—(૧) વાજબી રીતે ચાલવું. (૨) ખરી વાતમાં કોઇની પણ શરમ રાખવી નહિ.

**પાઠ ૨૧.**

વિક્રમાજીત=જીતાય નહિ એવો વિક્રમ
અજીત=જીતાય નહિ એવો
મેવાડ=ઉદેપુર;(રજપુતસ્તાનમાં છે.)
છંદ=નઠારી ટેવ
વ્યવસ્થા=ગોઠવણ
પટાવતો=રાજના મુખ્ય સરદારો
ઠાર મારવું=જીવ લેવો
ધાવ=ધવરાવનાર બાઇ
દાવો=હક
રણવાસ=રાણીઓને રહેવાની જગા;જનાનખાનું

યોજવા=કરવા
બાળહત્યા=બાળકને મારી નાખવું તે
નિર્દોષ=બીન ગુનેગાર; અપરાધ વિનાનો
દયાજનક=દયા ઉપજાવે એવા
હૃદય પીગળ્યું=દયા આવી
ઘાતકી=ક્રૂર; નિર્દય
વર્ણન=બ્યાન; હકીકત
કલ્પાંત=ઘણું રડવું કકળવું તે; રડારોળ
રાજભક્ત=વફાદાર; પોતાના રાજ કે રાજાનું હંમેશાં રૂડું તાકે ને કરે એવી
કોસ=ગાઉ
હજામ=વાળંદ; રાત
આસરો=મદદ; સહાયતા
ભાળ=ખબર; પત્તો
રક્ષણ=સંભાળ
જીવ્યું=જિંદગી
સાર્થક=સફળ
સર્વસ્વ=સઘળી માલમતા
સપુરત=સોંપણ
ચર્ચાય=ફેલાય; પ્રસરે
પરિણામ=ફળ; છેવટ
હદવાળી=આખર કરી
પન્નુ=પાનું; એક જાતનું રત્ન

**સવાલ**—વિક્રમાજીતને શા માટે મારી નાખ્યો? ઉદેસીંગ કોનો છોકરો? ઉદેસીંગનો જીવ લેવાનું વનવીરે શા માટે ધાર્યું? ઉદેસીંગનો બચાવ કેવી રીતે થયો? પન્નાએ ઉદેસીંગને કોને સોંપ્યો? શેઠે ઉદેસીંગને રાખવાનું કારણ શું? **સાર**—આપણી ફરજ ખરા અંતઃકરણ પૂર્વક બજાવવી અને તે બજાવવામાં પાછી પાની કરવી નહિ.

**પાઠ ૨૨.**

ઇલાકો=ઘણા જિલ્લા, એજન્સિ અને સંસ્થાન મળીને થએલો ગવર્નરના તાબાનો ભાગ
સૈકો=સો વરસનો કાળ
સુકાની=સુકાન ફેરવનાર
ગફલત=એ[illegible]ા
ખડક=પાણીમાં ઢંકાએલો પથ્થર
નિશ્ચે=નક્કી; નિરધાર
બચવાના=ઉગરવાના
ઇરાદો=મનસુબો;
નીમ્યો=નીમણુક કીધી
યુક્તિ=તદબીર; કળા; હિકમત
સંખ્યા=ગણતરી
માન્ય રાખી=કબુલ કરી
મોતને શરણે ગયા=મરી ગયા
આજીજી=કાલાવાલા
રાહ=વાટ; વાર
શિર=માથું
એકલદોકલ=એકલો
ચિંતા=ફીકર; ધાસ્તી
છાતી ભરાઈ આવી=રડવું આવ્યું

ઉત્તર=જવાબ
કબુલ કર્યું=માન્યું
સંસાર માંડયો નથી= બૈરી પરણ્યો નથી
કોડ=હોંસ; ઉમંગ
નિયમ=ઠરાવ
બાઝી=વળગી
આગ્રહ=હઠ; કાલાવાલા
છક=દિંગ; ચકિત
હડસેલી મૂકયો=ધક્કો મારી ફેંકી દીધો
બંધુ=ભાઈ
ધર્મ=ફરજ
બંધુધર્મ=ભાઇ તરીકેની ફરજ
સહીસલામત=સુખરૂપ
યોજના=ગોઠવણ

**સવાલ**—ગોવા ક્યાં છે ? ગોવામાં હાલ કોનું રાજ્ય છે ? પોર્ટુગીઝ લોકો ક્યાંના રહેવાસી ? વહાણ શાથી ખડક સાથે અથડાયું ? ખોરાક વધારે દિવસ ચલાવવા માટે નવા કપ્તાને શું યોજના કરી ? ચોથા ચિઠ્ઠીમાં કોનું નામ નીકળ્યું ? તે પાણીમાં પડયો કે નહિ ? નહિ પડવાનું કારણ શું ? એના ભાઇને પડવાની રજા શા માટે આપી ? તે મરી ગયો કે નહિ ?

**સાર**—ભાઇઓએ એક બીજા પર હેત રાખવું જોઇએ.

**પાઠ ૨૩.**

ચિત્રશાળા=ચિત્રકામ શીખવાની નિશાળ
ચિત્ર=છબી
ઉપરના=ઉપલા
ચિત્રકળા=ચિત્રકામ
શ્રેષ્ઠ=ઉત્તમ; સૌથી સરસ
તોલે=બરોબરીમાં
અદેખો=બીજાનું સારૂં જોઇ બળે એવો
સમાન=બરોબર; જેવો
કીર્તિ=આબરૂ; માન
કલંક=એબ; બટ્ટો; ડાઘ
અનેક=એકથી વધારે; ઘણા
ગપો=જુઠી વાતો
દિન પર દિન=દરરોજ
હરિફાઇ=બરોબરી
નકલ=ઉતારો; કોપી
બળિએલ=મનમાં બળ્યા કરે એવો
વખોડયું=ખોડ કાઢવી
વડાઇ=મોટાઇ; માન
જન્માષ્ટમી=શ્રાવણ વદ આઠમ; ગોકળ આઠમ; કૃષ્ણનો જન્મદિવસ
અદેખાઇ=ઇર્ષા; વેર
પંચ=કોઇપણ વાતનો નિવેડો કરવાને પાંચ અથવા વધારે શખ્સની મંડળી; લવાદ
કળા=હુન્નર; કસબ
કલ્પ્યો=કલ્પના કીધી; ધાર્યો
ટાપુ=બેટ
બાળા=છોકરી

સાંખી=ખમી; સહન કરી
શોભા=ખુબસુરતી
શાંત થયું=નિરાંત વળી
દશા=હાલહવાલ; વલે
રૂબરૂ=હજુર
પીછી=ચીતરવાની કલમ
છુપી=છાની; ગુપ્ત
પીછી છુપી ન રહે=
કામ જણાઇ આવે
ઠરાવ=નિશ્ચય
ચિત્રકાર=ચિતારો
બેદરકારી=બેપરવા
ઉત્તેજન=પુષ્ટિ; મદદ
ઉત્તેજન દાખલ=ઉત્તેજન
માટે
અભિપ્રાય=વિચાર; મત
નિરાશ=નાઉમેદ
વીલે મોઢે=ફિક્કે ચહેરે;
ઝંખવાણો પડીને
અદેખાઇનું મોં બાળો=
અદેખાઇ ન કરો.

**સવાલ**—ચિત્રશાળામાં શું શીખવાય છે? ઉપલા વર્ગમાં કેટલા વિદ્યાર્થી હતા? ચિત્રકળામાં કોણ હોશિયાર હતું? એની હોશિયારી જોઇ કોણ અદેખાઇ કરતું અને કોણ તેની બરોબરી કરવા પ્રયત્ન કરતું? ત્રિભુવનની આબરૂને કલંક લગાડવા માટે કોણે શું યોજના કીધી? પ્રાણજીવનનો સ્વભાવ કેવો હતો? ચિત્રશાળામાં શી જાહેર ખબર ચોઢેલી હતી? દરેકે ઇનામ મેળવવા માટે કેવી તરેહનાં ચિત્ર કાઢયાં? કોનું ચિત્ર સૌથી સારૂં હતું? ઇનામ કોને મળ્યું? એ ઈનામના રૂપીઆ કોને આપવામાં આવ્યા અને શા માટે? પ્રાણજીવનને નિશાળમાંથી શા માટે કાઢી મૂકયો?

**સાર**—જે પોતાનું ભલું ચાહતા હોય તેમણે હંમેશાં હરિફાઈ કરવી પણ અદેખાઇ કરવી નહિ.

**પાઠ ૨૪.**

સુવાકય=સારૂં વચન; સારી વાણી
સ્નેહ=હેત; પ્રીતિ
સદૈવ=હંમેશાં; નિત્ય
વાધે=વધે; થાય
કુવાકય=નઠારૂં વચન; નઠારી વાણી
લાધે=મળે; થાય
વિવેક=સલુકાઇ; ડહાપણ; સારા નરસાનો વિચાર
આણી=લાવી
યાર=મિત્ર; ભાઈ
ઉચાર=બોલ
વિશ્વ=દુનિયા; જગત
વખાણે=તારીફ કરે; સ્તુતિ કરે, માન આપે.

કીર્તિ=આબરૂ
જનો=માણુસો
પડે=હલકે દરજ્જે ઉતરે; ગરિબાઈમાં આવે; પડતી થાય
ચડે=મોટે દરજ્જે આવે; સુખી થાય; ચડતી થાય
વડે=થી; થકી
પ્રજા=લોક; રૈયત
પાળે=પોષે
ઘૂડ=ઘુવડ
ઉચ્ચારનું=બોલનું
ભલી=સારી
ભલાઇ=ભલમનસાઈ
બુરાઇ=નઠારાપણું; વેર; દુશ્મનાવટ
અમૂલ્ય=કીમતી; જેની કિંમત ન થઇ શકે તે
મૂલ=કિંમત
લગાર=થોડી
પળી=ચાંગળું
રે=અરે
માનવી=માણસ
વેણ=શબ્દ; બોલ
વેણ મૂકયું=શબ્દ બોલ્યો
ગળાય=ગળી જવાય
થૂકયું=થૂકેલું
વિમાસશો=પસ્તાશો; દીલગીર થશો
હાણી=નુકસાન; ખરાબી; પાયમાલી; હાનિ
છરા=બંદુકમાં ભરવાની ગોળી
છેદ=ઘા; જખમ
સૂઝે=માલમ પડે
રૂઝે=મટે; સારો થાય; નવી ચામડી આવે
કોઠી=મોટી બરણી
મટે=સારી થાય
તોપ તણો=તોપનો
ભડકો=અવાજો
હવા વિષે=હવામાં
હડાકો=સપાટાબંધ
તાણી=ખેંચી
વદો=બોલો
વણસે=બગડે
ભાર તોલ=માન; આબરૂ; વકકર

## પાઠ ૨૪ વિચારીને બોલવા વિષે

**સમજુતી**–સારૂં વાકય બોલવાથી હંમેશાં પ્રીતિ વધે છે; નઠારૂં વાકય બોલવાથી હંમેશાં કજીઓ થાય છે; માટે હે ભાઈ મનમાં જરા સલુકાઇ લાવીને જે બોલ બોલો તે વિચારીને બોલો. (૧) સારૂં વાકય બોલવાથી આખી દુનિયા તારીફ કરે, પણ નઠારૂં વાકય બોલવાથી માણુસો આપણી આબરૂ જાણે નહિ. પ્રાણીની પડતી અને ચઢતી જીભથીજ (બોલવાથીજ) થાય છે. માટે હે ભાઇ જે બોલ બોલો તે વિચારી બોલો. (૨) જુઓ, લોકો પોતાને ઘેર પોપટ પાળે છે, પણ ઘુવડ

પક્ષી પોતાના માળામાં પણ નચિંતે સૂઇ શકતું નથી; એજ બોલનું કારણ જાણ. માટે૦ (૩) સારી જીભથી (સારૂં બોલીને) ભાઇ ભલમનસાઇ મેળવ. નઠારી જીભથી ( નઠારૂં બોલાવાથી ) લોકો નઠારૂં બોલે છે. પછી તે ગરીબ હોય કે રાજાનો છોકરો હોય, કે રાણી હોય તોપણ લોકો નઠારૂં બોલે છે. માટે૦ (૪) સારૂં વાકય બોલવાથી દૂધ, દહીં અને ઘી આપશે, અને જેની કિંમત ઘણી હશે તેની થોડી કિંમત લેશે, પણ નઠારૂં વાકય બોલવાથી કોઇ ચાંગળું પાણી પણ નહિ પાય; માટે૦ (૫) અરે માણુસ તું મોઢેથી જે શબ્દ બોલ્યો તે જેમ તેં થુંકેલું થુંક ફરીથી ગળાતું નથી, તેમ તે બોલેલો બોલ પાછો ખેંચી લેવાતો નથી, જો એવી વાણી હશે તો પસ્તાશો અને નુકસાન થશે. માટે૦ ( ૬ ) છરાના ઘાનો ઉપાય માલમ પડે, પણ નઠારા વાકયનો ઘા કદી રૂઝાતો નથી. (તે બોલ મનમાંથી જતો નથી) જેમ કાચની કોઠી કાણી હોય તે જેમ આખી થતી નથી તેમ. માટે૦ (૭) સારો કે નઠારો તોપનો અવાજ હવામાં સપાટાબંધ ચાલ્યો જતો હોય, તો તમે કહો કે તેને કેમ ખેંચી શકાય ! મતલબ કે ખેંચી શકાય નહિ. તેમ બોલેલો બોલ પાછો ખેંચી શકાતો નથી, માટે૦ ( ૮ ) વિચારીને શબ્દ બોલો તો કામ કદી પણ બગડે નહિ. દલપતરામ કવિ કહે છે. કે જે સારા માણુસો છે, તેજ બાર વકકર રાખે છે. મતલબ કે વિચારીને બોલે છે.

**પાઠ ૨૫.**

| | | |
|---|---|---|
| પરિણામ=છેવટ; ફળ | પ્રમાણ=માપ | મુશ્કેલ=અઘરૂં. |
| કેફી=ઘેન ચઢે એવો; માદક | તદ્દન=બીલકુલ | સુસ્તી=બેચેની; આળસ |
| અસર=ફળ; પરિણામ | અશકત=શકિત વગરનું; કમજોર | રસ્તો=ઉપાય; ઇલાજ |
| | વ્યસની=ટેવવાળો | વપરાશ=વાપર; ઉપયોગ |
| | | કસુંબો=અફીણનું પાણી |

રિવાજ=ધારો
જ્ઞાતિ=જાત
પ્રસંગોએ=વખતે
જુસ્સો=જોમ; જોર
હૃદય=લોહીની ટાંકી
જ્ઞાનતંતુ=મગજને ખબર પહોંચાડનારા તાંતણા
આંતરડું=પેટના ડાબા છેડાથી તે ગાંડની કુલી લગીની નળી
ઉત્તમ=સૌથી સરસ; શ્રેષ્ઠ
અંશ=ભાગ
પાસ=અસર
અકાળ=કવખતે
સેવન=કામમાં લેવું તે
સંભાળ=બરદાસ
છૂટથી=મરજી મુજબ
ખલેલ=હરકત; અડચણ
તંદુરસ્તી=સુખાકારી
બંધી=મના; મનાઇ
ચોકી=પહેરો; તપાસ
ઇજારો=પરવાનો; પરવાનગી; કંટ્રાક્ટ
ઇજારદાર=ઇજારો રાખનાર; કંટ્રાક્ટર
બદી=દુરાચરણ; ખરાબ ટેવ

**સવાલ**—અફીણ એ કેવો પદાર્થ છે? અફીણ ખાવાથી શું શું નુકસાન થાય છે? અસલના વખતમાં અફીણ ખાવાની ટેવ કેવી રીતે પડતી હતી? ઘરડા માણસો શું સમજીને અફીણ ખાય છે? બાળાગોળી આપવાથી શું નુકસાન? કયા વર્ગની સ્ત્રીઓ અફીણનો ઉપયોગ કરે છે? સ્ત્રીઓ બાળકને શા માટે અફીણ ખવડાવે છે? અફીણથી થતું નુકસાન અટકાવવા માટે સરકારે કયા કયા ઉપાયો લીધા છે? **સાર**—અફીણ ખાવાની ટેવ પાડવી નહિ.

**પાઠ ૨૬.**

સંન્યાસી=બ્રાહ્મણ સાધુ થએલો હોય તે
પ્રવાસે=મુસાફરીએ
સંધ્યાકાળ=સાંજ
નગર=શહેર
સરકારવાડો=રાજ કુટુંબને રહેવાની જગા
વ્યાઘ્ર=વાઘ
ચર્મ=ચામડું
વ્યાઘ્રચર્મ=વાઘનું ચામડું
આરામ=વિસામો
રાજવાડો=રાજ કુટુંબને રહેવાની જગા
જ્ઞાન=સમાજ; અક્કલ
માર્ગે=રસ્તે
ગોચી=ગરદન
એકાએક=ઓચિંતો; એકદમ
ગરબડાટ=શોરબકોર
સ્વામીજી=મુરબ્બીજી
મુકામ=વાસ
પરંતુ=તોપણ
ઇશ્વરકૃપાથી=પરમેશ્વરની

મહેરબાનીથી
સવાલ જવાબ=વાદવિવાદ
સંબંધ=બાબત; વિષે
અત્રે=અહીંઆ
સ્થિર=કાયમ; અચળ
ભેદ=તફાવત; ફેર; ફરક
આસન=પાથરણું
રાતવાસો=રાત ગાળવી તે

**સવાલ**—સંન્યાસીએ કયાં મુકામ કર્યો ? સરકારવાડાને શું સમજી મુકામ કીધો ? સંન્યાસી રાજવાડાને ધર્મશાળા શા કારણથી કહેતો હતો ?

**સાર**—આ દુનિયામાં આપણે મુસાફર જેવા છીએ.

## પાઠ ૨૭.

વાત વાંચનાર
ઉદાસ થયા

નગરચર્યા=નગરના લોકોમાં ચાલતી વાત
વેશ=પોશાક
અચ્છે હો=સારા છો
અબે=એ
તેરા ચલે=તારૂં ચાલે
માર ડાલીઓ=મારી નાખજે
પાદરી=ખ્રિસ્તી ધર્મનો બોધ કરનાર
ઉપદેશ=બોધ; શિખામણ
ભાષણ=વ્યાખ્યાન
પુરાણી=ઈશ્વર સંબંધી
કથા=ઈશ્વર સંબંધી વારતા
ફુલાયો=મગરૂર થયો
વાણી=બોલવું
રસ=લહેજત; સ્વાદ
શ્રોતા=કથા સાંભળનારા લોકો
આંસુ ધારા વહે છે=રડે છે
ભાવિક=શ્રદ્ધાળુ; આસ્થા-વાળાં
કોમળ=નાજુક
ફીકા પડી ગયા=ઝાંખા પડયા; મોં ઉતરી ગયું;
વતન=જાગીરી
હક=માલકી; દાવો
દસ્તાવેજ=ખત; લખત
જાગીર=ઇનામમાં મળેલી જમીન
જપત=કબજ
બંદેનવાજ=ગુલામ પર મહેરબાની કરનાર
તાંબાપતરા=તામ્રપત્ર
પ્રસન્ન=ખુશ
કાયમ કરી આપ્યું=બહાલ રાખ્યું; મંજુર કીધું; કબુલ રાખ્યું.

**સવાલ**—અકબર બાદશાહે નગરચર્યામાં શું શું જોયું ? રાજાએ નગરચર્યા શા માટે જોવી જોઇએ ? પુરાણી શાથી ફુલાયો ? પાછળથી પુરાણી ફીકો કેમ પડયો ? રાજાએ દેશાઇની જાગીર શા માટે કબુલ રાખી ?

**સાર**—રાજાઓએ—અમલદારોએ વેશ બદલી નગરચર્યા જોવી જોઇએ.

| | | |
|---|---|---|
| પાઠ ૨૮. | સતી=સદ્ગુણી સ્ત્રી | સાં'ય=મદદ |
| દુ:ખ=આપદા; સંકટ | સ્વામી=ધણી | અર્થ=કામ |
| આણીએ=લાવીએ | હરી ગયો=છાની રીતે લઇ ગયો | સરશે=થશે |
| ઘટ=શરીરરૂપી ઘડો | મસ્તક=માથાં | ભીડ=સંકટ; આપદા |
| ઘડીઆ=બનાવ્યાં | છેદાઇ=કપાઇ | સમર્યા=સંભાર્યા |
| ટાળ્યાં=મટાડયાં | લુટાણી=લુટાઇ | અંતરજામી=મનની વાત જાણનાર; પરમેશ્વર |
| નવ ટળે=મટે નહિ | સતવાદીઓ=સાચું બોલનારો | ભાવટ=દુ:ખ; જંજાળ; આપદા |
| રઘુનાથજી=પરમેશ્વર | નીચ=હલકા | ભૂધરે=પૃથ્વી ધારણ કરનારે; પરમેશ્વરે |
| જડીયાં=વળગાડયાં | હરિને=પરમેશ્વરને | |
| ભમ્યાં=ભટકયાં; રખડયાં | ભજો=ભજન કરો | |
| ભોગવ્યાં=ગુમાવ્યાં; ગાળ્યાં | | |
| નિદ્રા=ઊંઘ | | |

## પાઠ ૨૭. સુખદુ:ખ મનમાં નહિ લાવવા વિષે

**સમજુતી**-સુખ અને દુ:ખ મનમાં લાવવાં નહિ, કારણકે તે શરીરની સાથે વળગેલાં છે, એ કોઇનું મટાડેલું મટતું નથી, કારણ કે ઇશ્વરે વળગાડેલું છે. માટે સુખ અને દુ:ખને મનમાં લાવવાં નહિ. (૧) નળરાજા જેવો મરદ નથી, ને દમયંતી જેવી સતી સ્ત્રી નથી, કે જેઓ અર્ધે વસ્ત્રે જ્યાં અનાજ ને પાણી મળે નહિ એવા જંગલમાં રખડયાં, માટે૦ (૨) પાંચ પાંડવા જેવા ભાઇઓ કે જેને દ્રૌપદી સ્ત્રી હતી. તેમણે પણ બાર વરસ વનવાસ વેઠયો, અને કોઇ દિવસ સુખે ઊંઘ્યા નહિ, માટે૦ (૩) સીતા જેવી સતી સ્ત્રી નહિ કે જેના રામજી ધણી હતા તે સતીને રાવણ લઈ ગયો, તેથી સતી ઘણું દુ:ખ પામી, માટે૦ (૪) રાવણ જેવો રાજા જેને મંદોદરી સ્ત્રી હતી; તે રાવણના દશ માથાં કપાઇ ગયાં ને બધી લંકા લુટાઇ ગઇ, માટે૦ (૫) હરિશ્ચંદ્ર

રાજા સત્યવાદી હતો અને તેને તારાલોચની રાણી હતી. તેણે હલકા માણસને ત્યાં પાણી ભર્યું (મતલબ કે મજુરી કરી) એવાં તેને ઘણાં દુઃખ પડયાં, માટે૦ (૬) જુઓ ઇશ્વરે આગળ ઘણી મદદ કરી હતી, તેથી જણાય છે કે આપણું કામ પણ થશે. એવું સમજીને ઇશ્વરનું ભજન કરો, તે મદદ કરશેજ; માટે૦ (૭) દરેકને જ્યારે આપદા પડી ત્યારે તેમણે ઇશ્વરને યાદ કીધા ત્યારે નરસિંહ મહેતાના ધણીએ ઇશ્વરે (શ્રીકૃષ્ણે) તેઓની આપદા ટાળી હતી. માટે૦ (૮)

**પાઠ ૨૯.**

જિંદગી સુધી=મરતાંસુધી
સોદો=માલ
ભટકતો=રખડતો
ભાવ=કિંમત; મૂલ
રકઝક=તકરાર
મજલ=મુસાફરી
હેરાન=દુઃખી
ઘણે રસ્તે=ઘણે ઠેકાણે
બંદર=નદી કે દરીઆ કિનારે આવેલું શહેર કે જ્યાંથી ઘણો માલ વહાણ વાટે આવજા થતો હોય તે
રાન=જંગલ
પડપુછ=તપાસ
મફત=વગર પૈસે
ટંગાઇ=લટકાઇ

**પાઠ ૩૦.**

સોદાગર=વેપારી
લાગલુંજ=તરતજ
તાલ=દાવ; લાગ
ઝિલાતો=ખમાતો;વેઠાતો
ગરાસીઓ=ઇનામી જમીનવાળો રજપુત
કરગરીને=કાલાવાલા કરીને; આજીજી કરીને
પડછાયા=અફળાયા
અતિશય=ઘણોજ
લોભે લક્ષણ જાય=લોભ કરવાથી સારા ગુણ નાશ પામે
સરિતા=નદી
નીર=પાણી
સિંધુ=દરીઓ
સમાય=સમાવેશ થાય
પૂર્ણ=પુરૂં
નવ=નહિ
તૃપ્તિ=સંતોષ
તણી=ની; છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય
આશ=આશા
અંતરમાં=મનમાં
જામે=ફેલાય; થાય
જગદીશે=જગતના ધણીએ; પરમેશ્વરે
કરુણા=મહેરબાની; મહેર
ઘટતું=લાયક
છતું=સીલકમાંનું
પાસનું=પાસેનું
ખોય છે=ગુમાવે છે

**સમજુતી**—ઘણી નદીઓનું પાણી દરીઆમાં સમાઇ જાય છે; તોપણ સમુદ્રનું પેટ ભરાતું નથી. તેમ લોભી માણસને પૈસા મળે છે તોપણ તે સંતોષ પામતો નથી; તેને પાંચ રૂપીઆ મળે છે, તો તે દસ મળવાની આશા રાખે છે. જેને જે લાયક હોય તેને તે પરમેશ્વરે મહેરબાની કરીને આપેલું હોય છે, તે છતાં પણ લોભી માણુસ લોભમાં ને લોભમાં પોતાની પાસે સીલકમાં હોય છે તે પણ ગુમાવે છે.

**સવાલ**—લોભીઆને કોણ ઓળખતું હતું? લોભીઆએ બીજે ગામથી માલ લાવવાનો ઠરાવ શા માટે કીધો? નાળિએર માટે ક્યાં ક્યાં ગયો અને શું શું જવાબ મળ્યા? લોભીઓ શાથી મરી ગયો?

**સાર**—અતિ લોભ એ પાપનું મૂળ છે.

**પાઠ ૩૧.**

પ્રતાપરાણો=મેવાડનો રાજા
અસલ=જુની
રાજધાની=પાટનગર
તળેટી=પહાડના મૂળ આગળની જગા
શૂરો=શૂરવીર; બહાદુર
શરણે=તાબે
ખેદ=દીલગીરી; અફસોસ
કુળ=વંશ; ઓલાદ
કન્યા=કુંવારી છોકરી
પણ=બાધા; નિયમ
પુરતાં=જોઇએ તેટલાં
સાધન=સાહિત્ય
આરંભી=શરૂ કરી
પરાક્રમ=બહાદુરી
સેના=લશ્કર; ફોજ
તજવીજ=તપાસ
છુપે છુપે=છાને છાને
તૂટી પડજો=એકદમ હલ્લો કરતો
ખૂટતાં=ઓછાં થતાં
ગુફા=બખોલ
ધાસ્તી=ફીકર; બીક
ટળવળતા=ટળવળાટ કરતાં
ભાણું=જમવા માટે પીરસેલી થાળી
ધીરજ=સબુરી; શાંતિ
દુઃખની અંદર=દુઃખને વખતે; દુઃખમાં
જાસુસ=છુપી તપાસ રાખનાર; બાતમીદાર
ઠાઠ=ભપકો
જાળવી=સાચવી
દરજ્જા=ઓદ્ધા
લહાણું=કંઇ વહેંચવું તે
ધન્ય=શાબાશ
ગ્રંથકાર=પુસ્તક બનાવનાર
દોલત=પુંજી

| | | |
|---|---|---|
| ખાનદાન=ઉંચું કુળ | ખાતરી=ભરોસો | દેહ મૂકયો=મરી ગયો |
| તંગી=તંગાસ; ખોટ | સોગન=કસમ [ત્યાર. | દેશદાઝ=દેશ લાગણી; |
| નિભાવ=ટકાવ | સ્વતંત્ર=છુટો;આપ અખ- | સ્વદેશાભિમાન |

**સવાલ**—ઇ. સ. ૧૫૬૮ અને ૧૫૭૬માં શી બીના બની? ઉદેસીંગ કયાં રહેતો હતો? પ્રતાપે શું પણ લીધું? ઉદેપુર કોણે વસાવ્યું? પ્રતાપ બીજે દેશ જવાનો શા માટે વિચાર કરતો હતો? પ્રતાપને કોણે મદદ કરી અને શા માટે? પ્રતાપને મદદ મળ્યા પછી તેણે શું કર્યું? મરતી વખતે પ્રતાપનો જીવ કેમ અકળાતો હતો? પ્રતાપને કયારે સંતોષ થયો? ભામાશાને શા માટે શાબાશી ઘટે છે?

**સાર**—(૧) પોતાના કુળની આબરૂ સાચવવા માટે ગમે તેટલું દુઃખ પડે તોપણ તે સહન કરવું. (૨) સ્વદેશાભિમાન રાખવું.

| | | |
|---|---|---|
| **પાઠ ૩૨.** | મુદ્દત=વખત | કોશીશ=યત્ન; મહેનત |
| નિયમસર=નિયમ પ્રમાણે | કાળજી=ખંત; ચેટક | વહેવાર=કામકાજ |
| વખતસર=વખત પ્રમાણે | ભંગ થાય=તૂટે | ખતરાજી=ગુસ્સો; કરડી |
| ચઢતી=આબાદી | ગેરહાજર=હાજર નહિ તે | નજર |
| આધાર=આશરો | બહાના=ઓઠા | અમૂલ્ય=ઘણોજ કીમતી |
| ગોટાળો=ગરબડ | મુશ્કેલી=અડચણ | વર્તવાની=ચાલવાની |
| પ્રયત્ન=ઘણી મહેનત | અણગમતી=નાપસંદ | અગત્ય=જરૂર |
| આરંભવું=શરૂ કરવું | બાબતો=વિષયો | કેળવણી લીધાથી=વિદ્યા |
| ખલેલ=હરકત; અડચણ | કીમતી=અમૂલ્ય | ભણવાથી |
| ઠરાવેલા=નક્કી કરેલા | નિયમિતપણે=મુકરર | સસ્તાં=સોંઘાં |
| અમુક=ચોક્કસ | કરેલા નિયમ પ્રમાણે | અસુરા=મોડા |
| નડતર=અડચણ | આરામ=વિસામો | રાહ=વાટ |

**સવાલ**—પોષણુનો તથા ચઢતીનો આધાર શાના ઉપર છે ? કામ કરવાની કેટલી રીત છે અને તે કઇ કઇ ? પહેલી રીતથી શું નુકસાન થાય ? બીજું કામ કયારે શરૂ કરવું ? વાયદા પ્રમાણે કામ પુરૂં કરવા માટે આપણે શું કરવુ ? નિયમ પ્રમાણે કામ કરવાથી શો ફાયદો ? નિયમ પ્રમાણે કામ કરવામાં શું કીમતી ગણવું જોઇએ ? આપણે નિશાળે મોડા જઇએ તેથી આપણા સિવાય બીજાને નુકસાન થાય ખરૂં ? અને થાય તો તે શી રીતે ? નાનપણુમાં મોડું કરવાની ટેવ પડે તો મોટપણુમાં શો ગેરલાભ થાય ? નિયમ પ્રમાણે વર્તવાની જરૂર શાથી જાણુવામાં આવી ? શરમ ભરેલું કયારે કહેવાય ?

**સાર**—નિયમસર અને વખતસર કામ કરવાની ટેવ પાડવી.

**પાઠ ૩૩.**

માજી=જુના; પહેલાંના
સ્વર્ગવાસ થયો=ગુજરી ગયા
સંતાન=છોકરાં
હયાત=જીવતાં
મંમતી=પોતાની મરજી પ્રમાણે ચાલનાર
પાઠશાળા=ઉંચું જ્ઞાન આપનારી શાળા
પંડે=પોતે
તરુણુ=જુવાન
દાઝ=લાગણી; દયા
પરીક્ષા=તોલ; કસોટી
નૌકાશાસ્ત્ર=વહાણુ ચલાવવાની કળા
સફર=મુસાફરી
રક્ષણુ=રક્ષણુ કરનાર
મરાદની=પુરુષને શોભે તેવી
અટકાવ=બાધ; હરકત
છૂટ=રજા; પરવાનગી
પંથ=ધર્મનો માર્ગ
દેવલોક પામ્યા=ગુજરી ગયા
પ્રાર્થના=માગણી [પંથ
સંપ્રદાય=ધર્મનો માર્ગ;
પ્રસિદ્ધ=જાણીતા
સલાહકારક=સલાહ આપનાર

**સવાલ**—હિંદના માજી શહેનશાહનું નામ શું ? એમનો જન્મ તથા સ્વર્ગવાસ કયારે થયો ? રાજમાતા એલેકઝાંડ્રાને ઓળખાવો. શહેનશાહ એડવર્ડના હાલમાં કેટલા કુંવર તથા કુંવરીઓ હયાત છે ? માજી શહેનશાહમાં કઇ કઇ ઉંચી શક્તિઓ હતી ? લશ્કરી સિપાઇના

શા ધર્મ છે એ માજી શહેનશાહ શાથી જાણતા હતા ? મહારાજા એડવર્ડ શા તરીકે જગજાહેર છે ? મહારાણી વિકટોરિઆ શા તરીકે પ્રસિદ્ધ છે ?

**સાર—**આપણી પાસે ઘણી દોલત તથા જાગીરો હોય તોપણ મોજમઝા ને આળસમાં વખત ગુમાવો નહિ.

**પાઠ ૩૪.**

ઠાંગણો=અટકો
વરવો=બેડોળ; કદરૂપો
દોષ=ગુનો; વાંક; ખામી
શેખી=પતરાજી
ખોડ=ખાંપણ; ખામી
આતુર=હોંસીલો; ઉતાવળો
શિષ્યો=વિદ્યાર્થીઓ
પ્રશ્ન=સવાલ
કાયર=હેરાન
મુર્ખાઈ=બેવકુફાઇ
હાંસી=મજાક
અન્યાય=ગેરઇન્સાફ
લંગડો=પગે ખોડવાળો
બાડો=જેની આંખની કીકી ત્રાંસી હોય તે
મુગો=જેનાથી મોઢે બોલાય નહિ તે
અવયવો=ભાગો
ચલણ=સત્તા
ખોડ ખાંપણ=એબ
કૃતિ=કરેલું તે; કામ
રચના=બનાવટ
સંપૂર્ણ=પુરેપુરૂં
રૂપ=દેખાવ
કોશીશ=મહેનત

**સવાલ—**કેશવલાલને હસવું કેમ આવ્યું ? મોતીલાલે હસવા માટે ના કેમ કહી ? કેશવલાલને શું દાખલો બતાવ્યો ? મોતીલાલે શું કહ્યું ? કેશવલાલે પોતાની ખાતરી કરવા માટે કોને પૂછ્યું ? નિશાળમાં મહેતાજી વધારે ત્યારે કેવો વિવેક કરવો જોઈએ ? મહેતાજીના મનમાં એજ પ્રશ્ન વિષે આજે વિચાર શા કારણથી આવ્યો ? ખોડખાંપણ કે બુદ્ધિની ખામી હોય તેની મશ્કરી શા માટે ન કરવી તે સમજાવો. કઇ વાતમાં શરમાવું અને કઇ વાતમાં ન શરમાવું ?

**સાર—**શરીરની ખોડ અથવા બુદ્ધિની ખામી જોઈ કોની મશ્કરી કરવી નહિ કારણ કે એ પરમેશ્વરની મજાક કર્યા જેવું છે.

**પાઠ ૩૫.**

વિનોદી=આનંદી
મૂળ=અસલ
હાજર જવાબી=તરતજ જવાબ આપે એવો હોશિયાર

વિનોદ=આનંદ
શુળી=ફાંસી
વિનંતી=અરજ
વિદાય કર્યા=પાછા કાઢ્યા
જહાંપનાહ=દુનિયાનું રક્ષણ કરનાર; પાદશાહ
નામદાર=પ્રખ્યાત;નામીચા
ખડકી=ગોઠવી
બંદેનવાજ=ગરીબ પર મહેરબાની રાખનાર
બેઅદબી=અવિવેક
સડ=દિંગ; છક

**સવાલ**–અકબર પાદશાહ કયારે ગેરવાજબી હુકમ કરતો ? બીરબલ તે હુકમ કેવી યુકિતથી ફેરવાવતો ? પાદશાહે એક દિવસ શું હુકમ કીધો? શા કારણ ? બીરબલ પાસે કોણ આવ્યા ? શુળી જોવા માટે પાદશાહને શા માટે તેડી ગયો ? પાદશાહે કઇ કઇ ધાતુની શુળી જોઇ ? તે જોઇને પાદશાહે શું પૂછ્યું ? બીરબલે શું જવાબ દીધો ? અકબરે પોતાનો હુકમ શા માટે ફેરવ્યો ? **સાર**–દરેક માણસે વખત વિચારી કામ કરવું.

**પાઠ ૩૬.**

કાનડી=કાનડાના રહેવાસી
દક્ષિણી=દકખણના રહેવાસી
ગુજરાતી=ગુજરાતના રહેવાસી
કાઠિઆવાડી=કાઠિઆવાડના રહેવાસી
કચ્છી=કચ્છ પ્રાંતના રહેવાસી
શીઆ સુન્ની=મુસલમાની ધર્મના પંથ
ચહેરો=મોંનો સકકો; શિકલ
પહેરવેશ=પોશાક
રિવાજ=ધારો
અનુસરતા=મળતા
વર્ણ=જાત
ચોટલી=શીખા
જુલ્ફા=લટીઆ
સાફ=આખું; બધું
ચોરણો=પગે બેસતો ને જાંઘે પહોળો લેંઘો
કંમરે=કેડપર
ભેટ=કેડથી પગ સુધી લટકતું લુગડું વીંટાળવું તે
ઇજાર=સાંકડા પાયચાનો લેંઘો
ધાધરો=ફરતો ઘેરવાળો ચણીઓ
ઓઢણું=છોકરીને ઓઢવાનું લુગડું
લાજ કાઢે છે=માથાપર ઓઢેલો છેડો મોઢાપર લાવે છે
સુરવાલ=પાટલુન
સદરો=ટુંક બાહેનું મોટું પહેરણ
કસ્તી=પારસી લોક ઊનની વણેલી પાટી કંમરપર

| | | |
|---|---|---|
| બાંધે છે તે; જનોઇ | મોકલવામાં આવે છે તે | બાધ=હરકત; અડચણ |
| નાતબહાર=બીજી નાતમાં | વિધવા=જેનો ધણી મરી | શબ=મુડદું; લાસ |
| હાથેવાળે=વરકન્યાના | ગયો તે સ્ત્રી; રાંડેલી | દખમું=ભસ્તુ; પારસીના |
| હાથે હાથ મેળવીને | હલકી વર્ણો=નીચ જાતિ | મુડદા મૂકવાનો કુવો |
| ખાંડું=કન્યાને માંડવે | (કોળી, દુબળા વગેરે) | બોલી=ભાષા |
| વરરાજા ન જતાં બે | છૂટ=રજા | રોટી=રોટલી |
| ધારવાળી તરવાર | માટી=માંસ | બિજો હોળિગે=રોટલી |

**સવાલ**—મુંબઇ ઇલાકામાં મુખ્ય વસ્તી કયા કયા લોકોની છે? હિંદુઓના કેટલા વર્ગ પાડી શકાય? મુસલમાનના કેટલા ભાગ પાડી શકાય? એ ભાગ શા ઉપરથી પડયા છે? એ ત્રણ જાત ઓળખવાની નિશાની આપો. એ ત્રણે જાતોના રિવાજ સમજાવો. ગુજરાતમાં કયા લોકો દારૂ પીએ છે તથા માંસ ખાય છે? એ ત્રણે જાતનાં બૈરાં ઓળખવાની નિશાની આપો. બોલી વિષે કહેવત બોલો અને તેનો દાખલો આપો.

**સાર**—દેશ દેશના રીતરિવાજ તથા બોલી જુદી હોય છે.

| | | |
|---|---|---|
| **પાઠ ૩૭.** | આવકાર=આદરમાન | શકિત મળે છે તે |
| વિશ્વામિત્ર=ગાંધીરાજાના | વાનીનું=વસ્તુનું | રાજબળ=રાજ વડે જે |
| પુત્ર;સપ્ત ઋષિમાંના એક | કામધેનુ=ઇચ્છેલી વસ્તુ | શકિત મળે છે તે |
| વસિષ્ઠ=રામચંદ્રના ગુરુ | આપનાર ગાય | વિસાત=ગણતરી |
| જાણીતા=જાહેર; નામીચા | માગણી=માગું | પદવી=ઓદ્ધો |
| કુળગુરુ=રાજગોર; | બળાત્કારે=જોર જુલમથી | રાજપાટ=રાજગાદી |
| પુરોહિત | અગણિત=ઘણાજ | ભારે તપ=મોટું તપ |
| મૃગયા=શિકાર | વીર=યોદ્ધા | ભૂલથાપ=ભુલાવો |
| આશ્રમ=મઠ | તપોબળ=તપ વડે જે | ભંગ=નાશ |

| | | |
|---|---|---|
| બ્રહ્મર્ષિ=બ્રાહ્મણ ઋષિ થયો હોય તે | નિર્મળ=ચોકખું | ગણાય છે. અણિમા, |
| રાજર્ષિ=રાજાએ માન્ય કરેલા ઋષિ | સિદ્ધિ=મેળવવી મુશ્કેલ એવી વસ્તુ કે શક્તિ (એ આઠ પ્રકારની | મહિમા,ગરિમા,લઘિમા પ્રાપ્તિ પ્રાકામ્ય, ઇશિત્વ, વશિત્વ.) |

**સવાલ**—વિશ્વામિત્ર કોણ હતા? એ ઋષિ શી રીતે થયા? વિશ્વામિત્રને કઈ પદવી મેળવવાની ઇચ્છા થઈ અને શા ઉપરથી? વિશ્વામિત્રની વાત કહો.

**સાર**—(૧) ઘણી મહેનત કરવાથી ધારેલી વસ્તુ પ્રાપ્ત થાય છે. (૨) જેનામાં ક્રોધ અને માનની ઇચ્છા હોય છે તેનામાં સારા ગુણ આવતા નથી.

| | | |
|---|---|---|
| **પાઠ ૩૮.** | પશ્ચિમમાં એક દેશ છે | બેશક=નક્કી |
| ખસેડવા=દૂર કરવા | ઇજનેર=બાંધકામ જાણનાર | સીધી=હબસી નામે એક જાતના લોક |
| વિઘ્ન=હરકત; અડચણ | | |
| કામ હાથ પર લે=કામની શરૂઆત કરે | સંયોગિભૂમિ=બે મોટા જમીનના ભાગને સાંધનારો જમીનનો સાંકડો ભાગ | તોડ=નિકાલ; ફેંસલો |
| | | ફેડયાં=દૂર કીધાં |
| કાયર=નાહિંમતવાન | | તરીકે=ગણીને; માનીને |
| અમર=મરે નહિ એવું; | | અગર=અથવા; કે |
| પરવા=દરકાર; [કાયમ | પાધરા=સીધાં | ગુલામગીરી=ગુલામ કરવાનો રિવાજ |
| આગ્રહ=મંડયા રહેવું તે; ફરી ફરીને કરવું તે | નહેર=નદીમાંથી પાણી લઇ જવા ખોદેલી ખાડી | સફળ થયો=પાર પડયો |
| ઠાર મારીશ=જીવતો મારીશ | છાતી=હિંમત | એક સામટા=એકદમ |
| | મહાભારત=ઘણું કઠણ | ગુલામ=વેચાતો લીધેલો ચાકર |
| ફ્રાન્સ=યુરોપખંડની | ખ્યાલ=વિચાર | |

**સવાલ**—બાયલો તથા હિંમતવાન કોને કહેવો? કયા કયા

માણસો હિંમતવાન થઇ ગયા અને તેમણે શું શું કામો કર્યાં ? તેમને શું શું હરકતો નડી ? ગુલામ વેચવાનો ધંધો કોણે બંધ કરાવ્યો ? ગુલામગીરી કયા સનમાં બંધ થઇ ?

**સાર**—જે કામ આરંભવું તે પુરું થતાં સુધી છોડવું નહિ, ને હિંમત હારવી નહિ.

**પાઠ ૩૯.**

પટરાણી=રાજાની મુખ્ય રાણી
કાં=કેમ
પરોવાયું=લાગ્યું
ચાતક ચતવા=એક જાતનાં પક્ષી
પ્રતિદિન=હમેશાં; નિત્ય
ખર=ગધેડો
ઘુવડ=એક જાતનું પક્ષી; ઘૂડ (એનાથી દિવસે દેખાતું નથી.)
નિજ=પોતાનો
વાસ=રહેઠાણ; મુકામ
નિજવાસ=પોતાનો મુકામ
હરાયો=હરામનો; પારકાનો
વતન=જાગીર
જતન=રક્ષણ
વિસ્તારી=લંબાવી
ગુંજામાં=ગજવામાં
દી=દિવસ
બો=બીક; ભય
આકળા=ગાભરા
શેતરંજ=બુદ્ધિબળની રમત
દીનોનાથ=ગરીબનો ધણી; પરમેશ્વર
પટ=કકડો; દાવ; ખેલ
લહાવો=ઓરીઓ
શૂર=શૂરાતન; બહાદુરી
પડશે તેવા દેવાશે=જેવું દુ:ખ પડશે તેવો તેનો ઇલાજ થશે
જુદ્ધ=યુદ્ધ; લડાઈ
હઠ=જીદ; આડાઈ
દાવો=હક; માલકી
રણવાસ=જનાનખાનું
રણસંગ્રામ=લડાઈનું મેદાન
સિંહણ=સિંહની માદા
પાણી=બળ; જોર
બાણ=તીર
ચોટ=દાવ; નિશાન
ભાગ્યે=જવલ્લે; કવચિત
કાચી=ઓછી; થોડી
ખીલાને જોરેજ=ધણીની હૂંફથી
પલોટાવું=મહાવરો થવો
વિદ્યા=હુન્નર; કળા
ખાળો=અટકાવ
હારે=સાથે
જશ=કીર્તિ; આબરૂ
કાળજાં ફાડશે=પેટમાં ધારકો પાડશે
શમી=મટી; દૂર થઇ.

**સવાલ**—પ્રતાપસિંહ શા કારણથી ઉદાસ હતા? કોને ચિંતા હોય અને કોને ન હોય એ વિષે ડાહ્યા કવિઓ શું કહે છે? રાણી અને પ્રતાપસિંહ વચ્ચે શું શું વાદવિવાદ થયા?

**સાર**—(૧) ધણીઆણીએ ધણીના હુકમને તાબે થવું. (૨) સ્વદેશ પર પ્રેમ રાખવો.

**પાઠ ૪૦.**

સ્વદેશ=પોતાનો દેશ
સ્વદેશ પ્રતિ=પોતાના દેશપર પ્રેમ
ભલી=રસાળ; ફળદ્રુપ
ભાર્તભૂમિ=ભારત રાજાનો મુલક; ભરતખંડ; આર્યાવૃત; હિંદુસ્તાન
વિષે=માં
જેહ=જે
કેતો=કહેતો
ભલો=સારો
ભોમ=ભૂમિ; જમીન
પ્રાણ=જીવ
મુજી=ભાન વગરનો
ભૂમિ=પૃથ્વી
ભારે=બોજારૂપ
દાઝ=લાગણી; દયા
શુષ્ક=સુકું; સ્નેહ વગરનું
હૈયું=મન
વજ્ર=કઠણ પત્થર
લેવુંદેવું=લેણદેણ
કદાપિ=કદાચ
લક્ષ્મીવાળો=ધનવાન; તવંગર; પૈસાદાર
વડો=મોટો
વૈભવી=વૈભવવાળો
રાજવી=રાજા
રૂપાળો=ખૂબસુરત; દેખાવડો
તથાપિ=તોપણ
વિવેકી=ખરૂં ખોટું સમજનાર
વખાણે=તારીફ કરે
કાગ=કાગડા
પ્રમાણે=પેડે
સ્વદેશી=પોતાના દેશનો
વડો=ખરો; સાચો
ટાળે=મટાડે; દૂર કરે
પાળે=પોષે
કલ્યાણમાં=ભલામાં; સારામાં
લેખે=ગણે; માને
પુરાપ્રેમથી=ખરા હેતથી
પેખે=જુએ; ઓળખે
વિદ્વતા=પંડિતાઇ; વિદ્વાનપણું
વાપરી=ખરચી
દેશ દાઝે=દેશની લાગણીને માટે
લોક લાજે=લોકની શરમથી
સ્વદેશાભિમાની=પોતાના દેશનું અભિમાન ધરીને કરેલાં
વૃથા=ફોકટ

| | | |
|---|---|---|
| જન્મ=જિંદગી; જીવતર | કાળ=વખત | હર્ષનાં=હરખનાં; આનંદનાં |
| ખોયો=ગુમાવ્યો | ગાળી=ગુમાવી | આંસુ=આંખમાંથી પડતાં પાણી |
| કમાણી=સાર્થક; પેદાશ | સ્વદેશે=પોતાને વતને | ના’વે=આવે નહિ |
| વિદેશે=પરદેશે | વિયોગી=છુટાં પડેલાં | |
| વસીને=રહીને | ભેટી=મળી | |

## પાઠ ૪૦. પોતાના દેશ પર પ્રેમ.

સારા ભરતખંડમાં હંમેશાં રહેતો હોય તેમાં કોણ બિચારો હશે કે જે “ મારો દેશ સારો છે. મારી ભૂમિ સારી છે, એ મને જીવથી હંમેશાં વહાલી છે ” એમ નહિ કરતો હોય ? (મતલબ કે બધાજ કહે છે ) (૧) કયો અક્કલ વગરનો પૃથ્વીને ભારે મારતો હશે ? તો કે જેને દેશની લાગણી જરા પણ નથી, જેનું મન હંમેશાં સુકું ને કઠણ પત્થર જેવું હોય છે, અને જે એમ જાણે છે કે મારે કંઈ લેવું દેવું નથી, એવો માણસ. (૨) કદાપિ તે ઘણો પૈસાવાળો હશે, મોટા વૈભવવાળો, રાજા કે રૂપાળો હશે તોપણ તેને વિવેકી માણસ વખાણે નહિ. તે કાગડા અને કીડાની પેઠે ગુજરાન ચલાવે છે. (૪) જે દેશીનાં દુ:ખ મટાડે, હજારો માણસોનું હંમેશાં પોષણ કરે, વળી લોકોના લાભમાં પોતાનો લાભ ગણે, તેને ખરો સ્વદેશી જાણવો. કહો કે તેને ખરા હેતથી કોણ નહિ જુએ ! ( મતલબ કે બધાજ જુએ) ( ૪ ) જે વિદ્વાન માણસે દેશની લાગણીને માટે વિદ્યાનો ઉપયોગ કીધો નથી. જે પૈસાદારે લોકોની શરમથી એક પાઇ પણ ખરચી નથી. જેણે સ્વદેશાભિમાનનાં કીધાં નથી, તેણે પોતાની જિંદગી નકામી ગુમાવી અને શું કમાયો ? (મતલબ કે કંઇજ નહિ ) (૫) પરદેશમાં રહીને ઘણે વખત ગુમાવીને જે સારો ભાગ્યશાળી હોય તેજ પોતાને

દેશ જાય અને છુટાં પડેલાં સગાં અને ભૂમિને હેતથી મળે તે વખતે કહો કે કોને હરખનાં આંસુ નહિ આવે? (મતબલ કે બધાનેજ આવે)

**પાઠ ૪૧.**

છાંટોએ=જરાપણ
ઉદ્ધત=ગમે તેમ ચાલનાર
હજુરી=પાસે રહેનાર નોકર
ઉંચે ઊડવાના સાંચા=બલુન
વીત્યા=ગયા
આતુરતા=ઇંતેજારી
હોજ=પાણીની મોટી ટાંકી
પ્રતિબિંબ=કાચ કે પાણીમાં દેખાતી સામી છબી
જાગીર=કામના બદલામાં મળેલી જમીન

**સવાલ**—અક્કલબાજખાંમાં અક્કલ કેટલી હતી? એની અક્કલની વાત કહો.

**સાર**—ઉપરીઓ અવિચારી હોય ત્યારે તાબાના માણસોએ સમયસૂચકતા વાપરી કામ કરવું.

**પાઠ ૪૨.**

મધરાત=વચલી રાત; રાતના વાગતાનો વખત
ફેરણી=ચોકી; ફેરી; રોન
ધાંટા=બૂમ
ફડાફડ=ફડફડ
બંબાવાળા=બંબો રાખનાર
નીસરણી=સીડી
માંડીને=ગોઠવીને
પથારી=બિછાનું
રૂંધાઈ=ગુંગળાઈ
તાજો વા=ચોખ્ખી હવા
જાગૃતિ=ભાન; શુદ્ધિ
લાગ=દાવ; વગ
વાડાની ભીંત=વંડો
પાંવરોજ=તરતજ
હડસેલો=ધક્કો
ધ્રૂજતાં=થરથરતાં
ફેરા=આંટા
છાતીવાળા=હિંમતવાન
અણીશુદ્ધ=વગર ઇજાએ; સહીસલામત
જોખમ=સંકટ
સૂંઢ=કપડાની નળી
આંકડી=ખેંચીને પાડવાનું ઓજાર
ગોટાળો=હરકત
ઓલવાઇ=બુઝાઈ

**સવાલ**—રાત્રે સિપાઈઓ કેમ ફરતા હતા? તેઓના જોવામાં શું આવ્યું અને તેઓએ શું કર્યું? સુથારના ભાઈબંધે કેટલા માણસના જીવ બચાવ્યા અને શી રીતે? કયા કયા માણસના જીવ બચાવ્યા?

**સાર**—મિત્રને આફતની વખતે મદદ કરવી, એ આપણી ફરજ છે.

**પાઠ ૪૩.**

મૃગજળ=ઝાંઝવાનું પાણી; ખરૂં પાણી નહિ પણ હવાના તપવાથી દેખાતું પાણી
કરડા=સખત
પાધર=સપાટ
પ્રદેશ=મોટા દેશ
વિચિત્ર=તરેહવાર
દેખાવ=ભાસ
આબેહુબ=મૂળને પુરે-પુરો મળતો
ભર ઉનાળામાં=ફાગણ ચૈત્રમાં
ભાસ=દેખાવ
ખારાઘોડા=એ વીરમ-ગામ પાસે ગામ છે. (અહીં વરાગડું મીઠું પાકે છે)
માહીતગાર=જાણીતા
મિનારા=બુરજ
ઘુમટ=અર્ધગોળ શિખર વાળું ઢાંકણુ. (એનો દેખાવ ઉઘાડેલી છત્રીના ઉપલા ભાગ જેવો હોય છે)
ભોમીઓ=રસ્તો બતાવ-નાર; જાણીતો
ચકિત=સ્તબ્ધ; દિંગ
પ્રવાસી=મુસાફર

**સવાલ**—મૃગજળ તે શું? તેથી લોકો કેમ ભુલાય છે? કયા લોકો મૃગજળને ઓળખી શકે છે? મૃગજળને લીધે કેવા કેવા દેખાવ માલમ પડે છે? મૃગજળ તથા એને લીધે જે દેખાવો દેખાય છે તેનું કારણ સમજાવો. મૃગજળ કયાં-કયાં દેખાય છે, ને કયારે દેખાય છે?

**સાર**—મૃગજળ એ ખરેખરૂં પાણી નથી, પણ હવાના તપવાથી મેદાનમાં અથવા રેતીના રણમાં દેખાતું પાણી છે. આ દુનિયા મૃગજળ જેવી છે, કારણ મૃગજળને લીધે ખરા દેખાવો ન હોવા છતાં દેખાય છે, તેમજ દુનિયા આપણને દેખાય છે.

**પાઠ ૪૪.**

મહિમા=મોટાઈ
ગુફા=બખોલ
કોહલું=ફાડી ખાનારૂં જાનવર
સૂઝી આવ્યો=માલમ પડયો
આંતર્યો=ઘેર્યો.
માથાથી પગ સુધી=ઘણીજ
ઝાળ=ગુસ્સો; ક્રોધ; રીસ
લાલચોળ=રાતા
નાલાયક=બદમાસ
અબઘડી=હમણાં ને હમણાં

| | | |
|---|---|---|
| કુઈ=નાનો કુવો | ઘોસ=સામો અવાજ | નથી; નબળું પડે છે; |
| ડોકીઉં=ડોકું | બાથ ભીડવી=સામા થવું | ઉતરતું છે |
| ગર્જના=ગડગડાટ | પાણી ભરે છે=હિસાબમાં | |

**સવાલ**—દુર્દાંતસિંહ પોતાનું ગુજરાન શાથી ચલાવતો ? રોજ કેટલા પશુ મારતો હતો ? બધા પશુઓએ મળી શું વિચાર કીધો ? કોહલાએ શું યુકિત વાપરી ? **સાર**—(૧) બુદ્ધિ આગળ જોર કંઇ વિસાતમાં નથી. (૨) શેરને માથે સવાશેર હોય છે માટે અહંકાર કરવો નહિ.

| | | |
|---|---|---|
| **પાઠ ૪૫.** | ધાર કોદાળી જેવી | સુધરાઇ ખાતું= |
| નળ=લોઢા કે ચિનાઇ | ને બીજી શંકવાકારની | મ્યુનિસિપાલિટિ |
| માટીનાં ભુંગળાં | હોય છે) | જંગી=ઘણી મોટી |
| જન્મારામાં=જિંદગીમાં | છીણી=ધાતુ કાપવાનું | સગવડ=જોગવાઇ |
| ઠેર ઠેર=ઠેકાણે ઠેકાણે | ઓજાર | વરાળયંત્ર=વરાળથી |
| ટાંકી=હોજ | પેચ=આંટો | ચાલતો સંચો |
| જવલ્લેજ=ભાગ્યેજ | સકાવો=ક્રેક; ચકલી | જોડાણ=સંધાણ |
| તીકમ=જમીન ખોદવાનું | ટોટી=ખોલી | આગ=લાહે |
| ઓજાર; (એની એક | દડદડ=ધડધડ | બોધ=ભાન; સમજ |

**સવાલ**—શહેરમાં મીઠું પાણી નળ વાટે કયાંથી આવે છે ? ટાંકી ઉંચી બાંધવાનું કારણ શું ? નળનું જોડાણ શી રીતે કરે છે તે સમજાવો. મીઠા પાણીના નળથી શો લાભ ? નદીના મુખ આગળ કુવા નહિ ગાળવાનું કારણ શું ? **સાર**—પાણી વગેરે પ્રવાહી પદાર્થ જેટલી ઉંચાઇએથી આવે તેટલી ઉંચાઇએ ચઢી શકે છે. પ્રવાહી પદાર્થોમાં સરખી સપાટીએ રહેવાનો ગુણ છે.

| | | |
|---|---|---|
| **પાઠ ૪૬.** | આરોગ્યતા | બિમારી=રોગ; વ્યાધિ |
| તંદુરસ્તી=સુખાકારી; | સબળ=મજબુત | મરડો=પેટમાં દુઃખીને |

ઝાડો થવાનો રોગ
સંધરણી=વારેવારે ઝાડા થવાનો રોગ
અભાવ=અરૂચી; અપ્રીતિ
મધુરૂં મધુરૂં=જરા જરા
શોખ=ઇચ્છા
ખુલાસો=સમાધાન
ખાટલે પડેલા=માંદા; બિમાર
લાગણી=દાઝ; દયા
ચાંપતા=તરત; લાગલા
કાસળ=મૂળ; જડ
ભર=ગીચ; ઘણી
ઉકરડા=છાણ મૂત્ર વગેરે કોહવડાવવાની જગા
જાજરૂ=સંડાસ
થાળું=મથાળું; કુવાના ઉપર છોબંધ ઢાળ
પડતું બાંધેલું હોય તે
ગંદકી=ગોજવાડ
મરી=કુતરી
જંતુ=ઝીણાં જીવડાં
રોગી=રોગવાળાં
કોઢ=ઢોર બાંધવાની જગા
વિદાય થયા=ગયા

**સવાલ**-ગામમાં મરણનું પ્રમાણ વધ્યું ત્યારે કોણે કોની મારફત તપાસ કરાવી? ગામમાં લોકો કયા કયા રોગથી પિડાતા હતા? સાહેબે એ શાથી જાણ્યું? રોગના મૂળનું કારણ શું હતું? સાહેબે રોગનું મૂળ કારણ પાણી તે બાબત શું શું હકીકત કહી? પાણી સ્વચ્છ કરવાની કેટલી ને કઇ કઇ રીત છે? દૂધ સ્વચ્છ રાખવા માટે શું શું ભલામણ કરી? પાણી તથા દૂધમાં હવા ચૂસવાનો ગુણ છે કે નહિ, હોય તો તે દાખલો આપી સમજાવો.

**સાર**-સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી તથા સ્વચ્છ ખોરાકનો ઉપયોગ કરવાથી રોગ થવાની ધાસ્તી રહેતી નથી. માટે ઉપરની ત્રણ બાબતો પર ખાસ કાળજી રાખવી.

**પાઠ ૪૭.**
ધાઇ=દોડી
ભાવે=હેતથી
ભ્રાત=ભાઇ
સાથ=સંધાત; ટોળું
કપટે=દગાથી
ખસે=દૂર જાય
સામગ્રી=સામાન
હસે=મસ્કરી કરે
ઉતરવા=રહેવા
વશેક=ઘણાજ; વધારે
વસમો=કપરો; કઠણ
ઠામ=જગો
છાજ=છત
વળી=સાકટી

| | | |
|---|---|---|
| ભીંત્યો=ભીંત | મરડે=મચડે | પેઢીનું=વંશનું |
| દોદશ=બંને બાજુ | મંડપમાં=માંડવામાં | ન બાપા=બાપ વગરના |
| જુઆ=ડાંસ | ચંગ=મંજીરા; કાંસા જોડ | ભલાં=સારાં |
| હુઆ=થયા | લટકે=ટિંગાય | કઠણ=સખત |
| હસણી=મજાક ખોરી | પટકે=પિછોડીએ | કઠણબોલ=મેણાંના બોલ |
| નાત્ય=નાત [માનનારો | કાષ્ટ=લાકડું | મચ્છર=અહંકાર; તોર; |
| વૈષ્ણવ=વિષ્ણુ ધર્મ | ભારો=જુડો | ઝેર |
| દર્શન=ભાવથી જોવું તે | મામેરાનો=મોસાળાનો | પુંઠળથી=પાછળથી |
| ખોઇએ=દૂર કરીએ | ઉધારો=બાકી; મણા | બડબડો=બબડો |
| સુંદરી=જુવાન સ્ત્રી | તુળસીદળ=તુળસીનાં પાં | લખેશરી=લાખ |
| મન વિના=કમનથી | ફુંકશે=વગાડશે [દડાં | રૂપીઆનો ધણી |
| નમે=નમસ્કાર કરે | પુરૂં=બરોબર | શે=શું |
| દીઠાં=જોયાં | કૌતક=મશ્કરી; ગમત | રાંક=ગરીબ |
| હરિ=પરમેશ્વર | ટોળ=મજાક | પિતા=બાપ |
| ફુટડો=દેખાવડો | ઉતાવળી=ઝડપથી | મુજ=મારે |
| તુઠડો=પ્રસન્ન; ખુશ | મરમે=ભેદમાં | મેર=મેરૂ પર્વત |
| ભાંગ્યું=દૂર થયું | લજાવ્યું=એબ લગાડી | જીવતો રહે=કાયમ રહે |

## પાઠ ૪૭ નરસિંહ મહેતાની ઉના ગામમાં પધરામણી.

**સમજુતી**–નરસિંહ મહેતો આવ્યા સાંભળી, શ્રીરંગ મહેતા દોડતા આવ્યા ને બંને વેવાઈ હોંસથી ભેટ્યા. જમાઈ અને જમાઇનો ભાઇ પણ મળ્યા. બધા નાગરનું ટોળું પણ આવીને મળ્યું. (૧) તે બધા છળભેદથી ભેટીને પાછા દૂર જતા રહે અને એનો સામાન જોઈ જોઇને મશ્કરી કરે, ઉતારાને માટે એક ઘર આપ્યું. તેમાં ચાંચડ, મચ્છર ઘણાજ હતા. (૨) તે ઘરની જમીન ઉંચી નીચી ને કઠણ હતી, ને

છાપરાપર નળીઆં નહોતા; તે ઘરની છાજ કોહેલી ને સાકટીઓ જુની હતી, અને ભીંતો બંને બાજુએ બેવડી વળી ગએલી હતી. (૩) જ્યાં નરસિંહ મહેતાનો ઉતારો થયો, ત્યાં ઘણા માંકડ ને જુઆ હતા. વેવાઇ ઉતારો આપી ગયા પછી મજાકખોરી નાગરી નાત બોલવા લાગી. (૪) કુંવર વહુનો બાપ વૈષ્ણવ છે, તેથી એના દર્શન કરીએ તો પાપ જતા રહે અને પાવન થઇએ, મહેતાને જોવા માટે ઘેરઘેરથી સુંદરીઓ ખુશીથી આવી. (૫) કમનથી મહેતાને નમસ્કાર કરે અને કહે કે તમે આવ્યા તે સારૂં થયું. સ્ત્રીઓ એક બીજાને કહે છે કે મહેતાને જોયા તે પરમેશ્વરને જોયા બરાબર છે. (મતલબ કે એમ મશ્કરી કરે) (૬) જુઓ એનો રસાલો કેવો દેખાવડો છે? એને પરમેશ્વર પ્રસન્ન છે. મશ્કરીમાં એવું કહે છે કે, હવે કુંવર વહુનું દુઃખ જતું રહ્યું, એમ કહીને મોઢું મચડે છે. (૭) મહેતાના બળદ ઉપર ઘણી બગાઇઓ છે તે જુઓ. મહેતાજી માંડવામાં કીર્તન કરશે તેથી નાગરની નાતમાં શોભા વધશે. (૮) આ ગાંસડી વળગાડેલી લટકે છે, તેમાં પીછોડીએ તાલની જોડ બાંધી છે. આ તુળસીના લાકડાનો ભારો (તુળસીની માળા) છે. કહો હવે મોસાળામાં શું ખામી છે! (૯) છાબડીમાં તુળસીનાં પાંદડાં મૂકશે. ને ઉભો રહીને શંખ વગાડશે, સાધુ ઇશ્વરનું ભજન કરશે એટલે મોસાળું પુરૂં થશે. (૧૦) એમ નાગરની સ્ત્રીઓ ગમત કરે અને મશ્કરી કરીને ઘર તરફ પાછી જાય. બાપા મોસાળું લઇને આવ્યા તે વાત કુંવર બાઇએ જાણી. (૧૧) તેથી ઝડપથી મળવાને માટે દોડી, કે નણંદ ભરમમાં બોલી કે આપ દીકરીને આ શું પ્રીત કે હાંસી કરવા આવ્યો! (૧૨) બાપદાદાની સાત પેઢીને એબ લગાડી; સાથે સાધુઓનું શું કામ હતું! શું એકલા મળવા જાઓ છો! એવાં બાપ કરતાં બાપ ન હોય તો સારૂં! (૧૩) આવો મહેણુંનો

બોલ સાંભળીને કુંવરબાઇ પાછી વળી, ને કહેવા લાગી કે, હે નણંદ એટલો અહંકાર શા માટે રાખો છો? હે બેન! પાછળથી શું બબડો છો! (૧૪) જેનો બાપ પૈસાવાળો હશે તેની દીકરીને ઘણો લાભ થશે, કોઇનો બાપ લખેશ્રી કહેવાય તો તે મારે શું કામનો? (૧૫) ગરીબ બાપ મારે ઘેર આવ્યો તો તેનું એક કાપડું સોનાના મેરૂ પર્વત બરાબર છે. તમારી મરજીમાં આવે તેમ બોલો, પણ મારે તો એ બાપ જીવતો રહો, મતલબ કે એ બાપ ઘણું જીવજો. (૧૬)

| | | |
|---|---|---|
| **પાઠ ૪૮.** | મીઠું મરચું ભભરાવીને= વાત વધારીને | અસર=લાગણી |
| વર્તણુક=ચાલચલગત | સુગંધ=સારીવાસ; ખુશબો | ટટાર થયા=અસલ સ્થિતિમાં આવ્યા |
| પ્રમુખપદ=સભાના ઉપરીની જગા; અધ્યક્ષપણું | દુર્ગંધ=નઠારી વાસ | નિરોગી=રોગ વગરનું; તંદુરસ્ત |
| હજુર=આગળ | ઘોર=બિહામણી | જાતમહેનત=શરીરની મહેનત |
| રજુ=મોજુદ; હાજર | ગાંડપણુ=ગાંડાપણું | નિભાવ=ગુજારો |
| પરવડતી=ફાવતી | પોષણુ=ગુજરાન | |
| તસ્દી=મહેનત | નભીએ=ટકીએ | |
| વૈતરૂં=સખત મજુરી | આવેશ=ક્રોધ; ગુસ્સો | |

**સવાલ**—હાથ, પગ, જીભ, દાંત, નાક, કાન એ દરેક શું શું કામ કરે છે તે કહો. પેટ શું કામ કરે છે તે કહો. મગજ શું કામ કરે છે? બધા અવયવોએ કામ કરવું બંધ કીધું તેથી શું પરિણામ આવ્યું? આપણને એક બીજાની મદદની જરૂર છે તે દાખલો આપી સમજાવો **(જુઓ પાઠ ૬.)**

**સાર**—આ દુનિયાનો આધાર એક બીજાની મદદ પર રહેલો છે.

| | | |
|---|---|---|
| **પાઠ ૪૯.** | આબુ પવંત ઉપરના દહેરાંનો ભાગ | શ્રાવક=જૈન ધર્મ માનનાર |
| દેલવાડા=દેવળવાડા; | | પ્રેમ=આસ્થા; શ્રદ્ધા |

કુંભારીઆ=એ આરાસુર પર્વત ઉપર છે.
પાલિતાણા=કાઠિઆવાડમાં શેત્રુંજા ડુંગર પાસે શહેર છે.
ગીરનાર=કાઠિઆવાડમાં મોટો પર્વત છે
રાણકપુર=એ રજપુતસ્તાનમાં છે
રળિઆમણાં=શોભિતાં
પરધર્મ=બીજો ધર્મ
બાંધણી=બાંધકામ
નકશી=કોતરકામ; કોતરણી
સુગમ=સહેલું; સુતરૂં
માઇલ=પોણો ગાઉ
વાહનો=ગાડી, ઘોડા વગેરે બેસવાનાં સાધનો
છાવણી=લશ્કરને રહેવાની જગા
રમણીય=સુંદર
દેવળવાડા=દેવળનો જથો
આરસપહાણ=સંગેમરમર; એક જાતનો ચળકતો પત્થર
અણહીલવાડ=પાટણ; (સરસ્વતી નદીને કાંઠે રાજધાનીનું શહેર હતું; એ વનરાજ ચાવડાએ ઇ. સ. ૭૪૬ માં અણહીલ ભરવાડના નામથી વસાવ્યું હતું)
શિખર=ટોચ
આદિનાથ=જૈનધર્મ સ્થાપનાર પહેલા તીર્થંકર
કાબેલ=હોશિયાર
દહાડાને અંતે=સાંજે
કોતરણી=કોતરકામ; નકશી
રોજ=એક દિવસનો પગાર
નેમિનાથ=જૈન ધર્મના ૨૨ મા તીર્થંકર
શોભા=ખુબસુરતી
પાર વિનાની=અપરંપાર; ઘણીજ
દેરાણી=દીયરની વહુ
જેઠાણી=જેઠની વહુ; વરના મોટાભાઇની વહુ
ધ્યાનખેંચે=મોહ પમાડે; અજાયબ કરે
દેરાસર=દહેરૂં
ગભારો=દેવળના જે ઘુમટવાળા ભાગમાં મૂર્તિ હોય છે તે
સભા મંડપ=દહેરા માંહેલો આગલો વિશાળ ભાગ
બારીક=ઝીણું
આરસપહાણ=સંગેમરમર; એક જાતનો ચળકતો પત્થર
બીબું=છાપ
નજર ઠરી જાય=જોયા કરે
વિસ્મય=અજાયબ; નવાઇ
નિર્જીવ=જીવ વગરની
પ્રવીણ=હોશિયાર

**સવાલ**—કયા લોકોની પોતાના ધર્મ પર આસ્થા ઘણી હોય છે ? કયા લોકો ધર્મના કામમાં પુષ્કળ પૈસા ખરચે છે ? જૈન લોકોનાં જોવા લાયક દહેરાં કયાં છે ? આબુ જવું હોય તો શી રીતે જવાય ? રાણકપુર કયાં છે ? વિમળશા, તેજપાળ, વસ્તુપાળને ઓળખાવો. એમણે કયાં દહેરાં બાંધ્યાં ? સરસ દહેરાં કયાં છે ? આદિનાથ અને નેમિનાથ કોણ ? કયું કોતરકામ બહુ વખાણવા લાયક છે ? જેઓએ એ દહેરાં જોયાં છે તેઓ આ દેશ માટે શું અભિપ્રાય આપે છે ?

**સાર**—ધર્મનાં કાર્યો કરવાં જેથી નામ અમર રહે.

| | | |
|---|---|---|
| **પાઠ ૫૦.** | દિનરાત=દહાડો રાત | અનેક=ઘણાજ |
| નિદ્રામહીં=ઊંઘમાં | આરામ=વિશ્રાંતિ;વિસામો | કાપે=દૂર કરે; મટાડે |
| તન=શરીર | શ્રમથી=મહેનતથી | સૃજ્યાં=બનાવ્યાં |
| ભાન=શુદ્ધ; સમજ | સુખ દીએ=સુખ આપે | પાવક=ગરમી; અગ્નિ |
| પુરણ=પુરેપુરૂં | ભર=ખૂબ | ઇશે=ઈશ્વરે |
| સમયે=વખતે | નિંદ=ઊંઘ | સત્તા=હકુમત |
| પ્રથમે=પહેલાં | આણી=લાવી | સદિવ=હમેશાં; સદા |
| સ્મરૂં=યાદ કરૂં | મેઘમંડળ=વાદળાં | થાપી=બેસાડી |
| કાર્યો=કામો | નિયમિત=નિયમ પ્રમાણે | સુબુદ્ધિ=સારી અકકલ |
| પાલન=પોષણ | વૃષ્ટિ=વરસાદ | નીતિપંથ=નીતિનો રસ્તો |
| કાજ=માટે; વાસ્તે | સંતોષ=તૃપ્તિ | ભુલાવતા=વીસરાવતા |
| રચના=બનાવટ; ગોઠવણ | સૃષ્ટિ=દુનિયા | સંશય=શક |
| તેજસ્વી=પ્રકાશીત | પૃથ્વી=જમીન | મુજ=મારા |
| શશી=ચંદ્ર | ધન=પૈસો | સદ્‌ભકિત=ખરી ભકિત |
| તિમિર=અંધારૂં;અંધકાર | કઠિન=કપરાં; અઘરા | ચરણે=પગમાં |
| ગગને=આકાશમાં | કષ્ટ=દુઃખ | ઠરૂં=સંતોષ પામી રહું |

## પાઠ ૫૦ ઈશ્વર પ્રાર્થના.

**સમજુતી**—જ્યારે ઊંઘમાં શરીરનું ભાન નહોતું, ત્યારે જુઓ કે જેણે પુરેપુરી સંભાળ લીધી, તેને સવારનાં પહોરમાં પહેલો યાદ કરૂં, પછી દહાડાનાં બધાં કામો કરૂં. (૧) એ હમેશાં હેતથી પ્રાણીઓનું પોષણ કરે છે. જીવને માટે જગતની બનાવટ જણાય છે, પ્રકાશવાળા સુરજ અને ચંદ્રમા હંમેશાં પ્રકાશતા રહે છે; તે જીવને જીવન શક્તિ વધારે આપે છે. (૨) એ આકાશમાં રાત દિવસ ફરીને અંધારૂં મટાડે છે, ત્યાં તેને આરામ બીલકુલ નથી, દહાડાની ઘણી મહેનતથી પ્રાણી થાક્યો ત્યારે આખી રાત સુખ આપે એવી સારી ઊંઘ આણી. (૩) જો વાદળાં વખતસર વરસે છે. તેથી દુનિયા સંતોષથી આનંદમાં ફુલાય છે, જમીનવડે ધન અને વનસ્પતિવડે અનાજ આપે છે; તે જીવોના ઘણાં દુઃખ મટાડે છે. (૪) પરમેશ્વરે પવન, પાણી અને અગ્નિ એ કેવાં બનાવ્યાં છે! એ ત્રણે જીવોનું હંમેશનું જીવન (જીવવાનો આધાર) છે. વળી એ ત્રણને માણસની ચાકરી આપી છે. અહા! પ્રાણીના સુખનાં સાધનની શી ગોઠવણ કરી છે! (૫) અહો પરમેશ્વર તેં માણસને મન ને અક્કલ આપીને બધા જીવોપર માણસની ઘણી સત્તા રાખી છે, જે હંમેશાં એવું સારૂં પોષણ કરે છે, તેને વીસરીને ભજે નહિ તે પાપી માણસ છે. (૬) પરમેશ્વર હું માગું છું કે સારી બુદ્ધિ આપો અને નીતિને રસ્તે દોરવો, મને ભુલાવામાં નાખનાર બધા વહેમો દૂર કરો; મારી ફરજ છે, એમ સમજીને હું બધાં કામ કરૂં, અને સદ્‌ભક્તિથી પરમેશ્વરના ચરણમાં ઠરૂં, મતલબ કે સાચી ભક્તિ કરી મોક્ષ પામું.

| પાઠ ૫૧. | જોરાવર; શૂરવીર | દુઃખ કાપનાર |
|---|---|---|
| પરાક્રમી=સમર્થ; | પરદુઃખભંજન=પારકાનું | શોખીન=આનંદ લેનાર |

ઉદાર દીલનો=મોટા મનનો
શ્લોક=છંદ; બે કે ચાર લીટીની સંસ્કૃત કવિતા
સ્મરણશક્તિ=યાદદાસ્તી
કમાણી=પેદાસ; મળતર
મતલબ=સાર
વડવા=બાપદાદા
ઉછીનું=થોડી મુદત માટે ધીરેલું
પુરાવો=સાબીતી
બનાવટી=ખોટો
સ્તબ્ધ=દિંગ; ચકિત
સાબીત=નક્કી; પુરવાર
પ્રપંચ=તરકટ; દગો
વેશ=દેખાવ; પહેરવેશ
શિરામણ=નાસ્તો
હાસ=થાકીને વિશ્રાંતિ લેવી વખત બોલાય છે તે
રાજવહીવટ=રાજ કારભાર
વૈદકશાસ્ત્ર=વૈદ બનાવવાનું પુસ્તક; રોગ પારખવા, તેનું ઓસડ કરવા વગેરે સંબંધી જે વિધા તે
ડાંગ=જાડી મજબુત લાકડી
ઉગામી=ઉઠાવી
પાંહે=પાસે
નીયા=ઈન્સાફ
ફાંહી=ફાંસી; શુળી
હાનિ=બગાડ; નુકસાન
હાચેહાચ્યું=ખરેખરૂં
કારે=ક્યારે
અમૃત=જેથી ઘડપણ ને મોત ન આવે એવો પીવાનો પદાર્થ

**સવાલ**—ભોજ રાજા કયા વંશના? એ વિક્રમ પછી થયા કે પહેલાં? એના વખતમાં ગુજરાતમાં કયો રાજા હતો? ભોજરાજા શાને માટે પ્રખ્યાત થઇ ગયો? ભોજરાજા વિષે શું કહેવામાં આવે છે? એની સભાના પંડિતોએ શો પ્રપંચ કર્યો? એ પંડિતોના માથાનો કોણ મળ્યો? તેણે શું કીધું? રાજાએ તેને કેટલું ઇનામ આપ્યું? ભોજરાજા નગરચર્યા જોવા કેમ નીકળતો હતો? ભોજરાજા શાથી ખૂશ થયા?

**સાર**—(૧) દરેક માણસે વિદ્વાનને માન આપવું (૨) ગરીબોના ઉપર દયા રાખવી.

**પાઠ પર.**

તાણ=તંગાસ
ભિનાશ=ભેજ
પુરણી=પુરાણ
કારીગર=કારીગરી કરનાર
ધમણ=વા ફુંકવાનો સંચો
નર્યા=નિરોગી; રોગ વગરના
પહેલું સુખ તે જાતે

નર્યા=પહેલું સુખ તે જાતે તંદુરસ્ત.
વાઢકાપનું=નસ્તરનું
ગુણદોષ=ફાયદા ગેરફાયદા
ઔષધ=ઓસડ; દવા
ખનીજ=ખાણુમાંથી ખોદી કાઢેલો (જે પદાર્થ ભોંયમાંથી ખોદી કાઢવામાં આવે છે તે ખનીજ પદાર્થ કહેવાય છે)
ખજાનો=ભંડાર
સદ્‌ગૃહસ્થ=સારો માણસ
તરીકે=માફક; પેઠે
આબાદ=સુખી

**સવાલ**—ગામ વસાવવામાં કોની કોની જરૂર પડે ?

## પાઠ ૫૩.

પાંડવ=પાંડુ રાજાના છોકરા
કૌરવ=કુરૂરાજાના કુળમાં ઉત્પન્ન થએલા; ધૃતરાષ્ટ્રના છોકરા
નામાંકિત=પ્રખ્યાત
જાણીતાં=જાહેર
હસ્તિનાપુર=એ દિલ્હીની પાસે હતું
પેઢી=ઓલાદ; વંશ
સ્વાર્થ=પોતાની મતલબ
ત્યાગ=છોડવું તે
પ્રખ્યાત=જાણીતા
ભયંકર=પળાય નહિ એવી; સખત
પ્રતિજ્ઞા=બાધા; પણ
રૂપવાન=ખૂબસુરત
માછી=માછલાં પકડવાનો તથા વહાણ હંકારવાનો ધંધો કરનાર
કાંતિ=ખૂબસુરતી
યોજનગંધા=સત્યવતી; મત્સ્યગંધા; વ્યાસની માતા
ખૂબસુરત=દેખાવડી
ઉત્કંઠા=આતુરતા; ઇચ્છા
માગું=માગણી
ગંભીર=ઘણી ભારે
ભયાનક=પાળી ન શકાય
બ્રહ્મચારી=કુંવારા [તેવી રહેવાનું વ્રત પાળનાર
કોલ=વચન

**સવાલ**—હસ્તિનાપુર ક્યાં હતું ? હસ્તિનાપુરમાં કોની ગાદી હતી ? શંતનુ રાજાનું લગ્ન કોની સાથે થયું હતું ? તેને કેટલા છોકરા થયા હતા ? બધા જીવતા હતા ? સૌથી નાના છોકરાનું નામ શું ? પાછળથી તેનું નામ શું પડયું અને શા કારણથી ? શંતનુ રાજા દિન પર દિન કેમ સુકાવા લાગ્યા ? ભીષ્મે પિતાને માટે કેવી પ્રતિજ્ઞા લીધી ?

**સાર**—માબાપની મરજી સાચવવાને ગમે તેટલું દુઃખ પડે તો તે સહન કરવું.

**પાઠ ૫૪.**

સોમનાથ=પ્રભાસપાટણ
અફગાનિસ્તાન=અફઘાન લોકોનો દેશ; એ હિંદુસ્તાનની વાયવ્યે છે
ગીજની=અફગાનિસ્તાનનું મુખ્ય શહેર
ઇસ્લામી=મુસલમાની
વેરાન=ઉજ્જડ
દ્રવ્ય=પૈસા
મંદિર=દેવળ
ગભારો=મંદિરની અંદરનો ભાગ જેમાં મૂર્તિ હોય છે તે
રત્ન=હીરા, મોતી, માણેક વગેરે કીમતી જવાહીર
જડીત=જડેલાં
નટ=નાચ કરનાર
નૃત્ય=નાચ
ખ્યાતિ=કીર્તિ; નામના
ખંડન કરવું=ભાંગવું
પણ=નિયમ; બાધા; પ્રતિજ્ઞા
પંજાબ=પાંચ નદી વચ્ચેનો પ્રદેશ
જમાવ્યું=એકઠું કર્યું
કૂચ કરી=ચાલવા માંડ્યું
રણ=રેતીનું મેદાન
જંગી=તોપની બારી
તાકાત=બળ; જોર
મરણીઆ=મરવાની દરકાર વિનાના
ખુનરેજી=કતલ
નામના=ખ્યાતિ
કબર=ઘોર
વિસારે પડયાં=ભૂલી જવામાં આવ્યા
આગ્રા=જમના નદીપર શહેર છે. અહીંનો તાજમહેલ જોવા લાયક છે.
ચાલુકય=સોલંકી
અદ્યાપિ=આજ પણ; હમણાં સુધી

**સવાલ—**મહમદ ગીજની કયાંનો પાદશાહ? તેણે હિંદપર કેટલી સ્વારી કરી? સ્વારી કરવાનો મુખ્ય ઇરાદો શું હતો? સોમનાથ મહાદેવનું વર્ણન કરો. મહમદ કયાં થઇ સોમનાથ આવ્યો? તેણે શું કીધું? પૈસા ન લેતાં મહમદે મૂર્તિ શા માટે ભાંગી? મૂર્તિના કકડા તથા કમાડનું શું કીધું? સોમનાથનું દહેરૂં કયા કયા રાજાએ સમરાવ્યું?

**પાઠ ૫૫.**

સુરત=એ તાપી નદીને ડાબે કાંઠે શહેર છે.
પ્રસિદ્ધ=જાણીતું
મુખ્ય=મોટું
સોળમો સૈકો=ઇ. સ. ૧૫૦૧ થી ૧૬૦૦ સુધીનો વખત
ખાસ=પોતાનો
નામીચું=પ્રખ્યાત
બારૂ=વહાણ લંગર કરવાની જગો

મલબાર કાંઠો=મદ્રાસ ઇલાકાનો પશ્ચિમ કિનારો
કપ્તાન=વહાણનો મુખ્ય અમલદાર
સત્તા=હકુમત; અમલ
જહાંગીર=અકબરનો છોકરો(દુનિયા જીતનાર)
પરવાનગી=રજા; છૂટ
સત્કાર=આદરમાન
હરિફાઇ=બરોબરી; સ્પર્ધા
કાફલો=ટોળું
દઢતા=હિંમત
અગ્નિનૌકા=ઝટ સળગી ઊઠે એવા પદાર્થ ભરેલા હોય અને દુસ્મનના વહાણને ભેરવીને સળગાવી મુકવાને આંકડીઓ હોય એવું વહાણ
સ્થિતિ=હાલત
કોલકરાર=બોલી
કોઠી=માલ ભરવાની મોટી વખાર
બીજ=મૂળ; શરૂઆત
સર્વત્ર=સઘળે; બધે
મથક=મુખ્ય ઠેકાણું
ફીરંગી=પોર્તુગલના રહેવાસી
વલંદા=ડચ; યુરોપખંડમાં વિલાયતની થડમાં આવેલા હોલાંડ દેશના રહેવાસી
કરડી=ગુસ્સાવાળી
શિવાજી=મરાઠી વંશનો સ્થાપનાર
બંદુકની ગોળી=છરા
નિશાની=એંધાણી
ચઢતી કળા=આબાદી
અરસામાં=દરમિયાનમાં

**સવાલ**—સુરત કઇ નદી પર છે? એ શહેરમાં ધંધો રોજગાર ચલાવવાને કઇ કઇ યુરોપી પ્રજા આવી હતી? સુરતમાં કઇ પ્રજા પહેલ વહેલી આવી હતી? સુરતમાં અંગ્રેજોને કોણે હરકત કરી? શું હરકત કરી? સુંહાલી આગળ કોને કોની સાથે લડાઇ થઇ હતી? અંગ્રેજોને સુરતમાં કોઠી બાંધવાની રજા કોણે અપાવી? કયા સનમાં અંગ્રેજોએ કોઠી બાંધી? જ. ઇ. સ. ૧૬૧૨. અંગ્રેજી સત્તાનું બીજ ક્યારથી રોપાયું? અંગ્રેજોની કોઠી હાલ છે કે નહિ? શિવાજીએ સુરત કયા સનમાં લૂટ્યું? અંગ્રેજોએ પોતાનું મથક શા કારણથી બદલ્યું? પછી મથક કયાં કીધું?

**પાઠ ૫૬.**

સમસ્યા=ઉખાણા
શિર=માથું
કોટે=ડોકે
રૂંઢ=ખોપરી
વૃષભ=બળદ

વીણુ=વગર
ભૂપાળ=રાજા
નેહ=સ્નેહ; હેત
લખવે=જુવે
ચક્ર=ચક્કર
ગળ્યો=ઢાંક્યો
પરવરે=ચાલે
ઉજ્જવળ=સફેદ
ઓપતો=શોભતો
જામો=ઝુલતો અંગરખો
ફાળ=છલંગ
મૃગ=હરણુ
શ્વાન=કુતરો
સુજાણુ=સારા જાણીતા

શુક્રાચાર્ય=દૈત્યના ગુરુ
હરનિશ=હંમેશાં; નિત્ય
રે'=રેહ
મેડક=દેડકો
નિર્બળ=કમજોર
કોલ=કોયલ
કાયર=બાયલો
સાર=સારી
રક્ષણી=રક્ષણુ કરનાર
તારૂણી=જુવાન સ્ત્રી
પઢતો=ભણુતો
પૂર્યો=ગોંધ્યો
મધુરો=મધુર રાગનો
વાચા=વેણુ; શબ્દ

વીર=ભાઇ
કામની=સ્ત્રી
કીર=પોપટ
ચરણુ=પગ
સા'યો=પકડ્યો
લાખે=લાખો માણુસથી
સઉકો=બધા
ગેંધાટ=ઘેરાઇશે
ધારીએ=સમજીએ
વિચરે=જાય
વસમી=અઘરી; સાંકડી
વાટ=રસ્તો

**સમજુતી-પ્રશ્ન**-જેના માથાપર ગંગાજી રહે છે, જેની ડોકમાં ખોપરીની માળા છે, તો કહો કે મહાદેવ વગર કયો રાજા બળદનું વાહન કરે છે? (૧) **જવાબ**-હંમેશાં પ્યારથી જોઇશું તો એક ભરે છે ને બીજો ખાલી કરે છે, જે ચક્ર દરરોજ ફરતું જણુાય છે તે રેંટ. (૧) **પ્રશ્ન**-એક પુરુષે બીજા પુરુષને ઢાંકયો તેથી જેને ઢાંકયો છે તેનું શરીર સારૂં દેખાય છે. તે ઘણો ઉત્તમ માણુસ છે તો તમે સારા માણુસ સમજો કે એ શું છે? (૨) **જવાબ**-જે પગ વગર ચાલે છે, પુરુષો તેના પર હેત રાખે છે, સફેદ શરીરે શોભતો તેને જામો કહીએ. (૨) **પ્રશ્ન**-છલંગ મારે છે, પણુ હરણુ નથી, તેમ સસલો

પણ નથી, અને કુતરો પણ નથી, તેમજ મોં ઉંચું છે પણ મોર નથી, હે સારા જાણીતા માણસ સમજો કે એ શું છે? (૩) **જવાબ**-શુક્રાચાર્યનું વાહન છે. જે હમેશાં પાણીમાં રહે છે, જીભ નથી તોપણ ઘણું બોલે છે. તે દેડકો કહેવાય છે. (૩) **પ્રશ્ન**—સ્ત્રી છે, પણ કમજોર નથી, કાળી છે પણ કોયલ નથી, દરમાં રહે છે, પણ નાગણી નથી, તો એનો જવાબ કહે? (૪) **જવાબ**-બાયલાના હાથમાં શોભે નહિ, અને બહાદુરને મન તે સારી છે, વળી તે આ શ્રેષ્ઠ શરીરનું રક્ષણ કરનાર છે, હે જુવાન સ્ત્રી તે તરવાર છે. ( ૪ ) **પ્રશ્ન**-ભણે છે પણ વિદ્વાન નથી, તેને ગોંધ્યો છે પણ ચોર નથી, ડાહ્યા માણસો હોય તો સમજો કે મીઠું બોલે છે પણ મોર નથી ત્યારે એ શું હશે? **જવાબ**-પક્ષીની જાતમાં પવિત્ર છે, ભાઈ શબ્દ બોલે છે, તે જંગલનો રહેવાસી છે, ને જંગલમાં પેદા થાય છે, હે સ્ત્રી તે તો પોપટ છે. (૫) **પ્રશ્ન**-પગ નથી, પણ ચાલે છે; પાંખ નથી પણ ઊડે છે બધા તેને આંખથી જુએ છે, તોપણ લાખ માણસથી પણ તે પકડાયલો રહેતો નથી તો એ છે શું? (૫) **જવાબ**-તે ગગન તરફ જાય છે, ઘરમાં ઘેરાએલો રહે, તો અધરે-સાંકડે રસ્તે જાય છે. માણસો તેને ધુમાડો સમજીએ. ( ૬ )

**પાઠ ૫૭.**

પૂર્વે=પહેલાં
આર્યાવર્ત=વિંધ્ય ને હિમાલયની વચ્ચેનો પ્રદેશ
યા=અથવા
રક્ષણ=બચાવ
અસંખ્ય=ગણી ન શકાય એટલા; ઘણાજ
શરણાગત=રક્ષણ માટે આવેલો
યજ્ઞ=હોમ
પડખામાં=પાસામાં; બાજુમાં
ક્રૂર=ઘાતકી; નિર્દય
રક્ષા=બચાવ
આહાર=ખોરાક
તોલ=બરાબર
વિખુટો=જુદો
ખાતર=માટે
વિરોધ=ઉલટાપણું

| | | |
|---|---|---|
| ધર્મજ્ઞ=ફરજ જાણનાર | અખંડ=આખું; સાજુ | વાટ=રાહ |
| ઇંદ્ર=દેવોનો રાજા | ધાઇને=દોડીને | |

સાર—જબરાએ નબળાનું રક્ષણ કરવું

**પાઠ ૫૮.**

| | | |
|---|---|---|
| ઘડી ઘડી=વારંવાર | સાફ=બરાબર | ઠાલા=નકામા |
| ઉકળાટો=ધામ | અરણવ=દરીઓ; સમુદ્ર | કમી=ઓછી |
| ભારી=બહુ | ભાળ્યાં=જોયાં | ઉભરાય=પાકે |
| અભ્ર=વાદળાં | રસ=મધુર સૂર | પીત=પીળો |
| સકળ=બધા | યંત્ર=સતાર, સારંગી વગેરે | સૂર્યાસ્ત=સૂર્યનું આથમવું |
| ચાળા=ચિહ્ન; નિશાની | રૂપાળા=સારા | ઉજળું=સફેદ [તે |
| ચલ્લી=ચકલી | અધિક=વધારે | નૈઋતા=દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેની દિશાના |
| બગ=બગલો | ઘંટ=ઘંટા | શીતળા=ઠંડા; શીતળ |

## વસંત ઋતુની નિશાની.

**સમજુતી**—તડકો અને શીળે ઘડીએ ઘડીએ બદલાય છે, તાપથી જીવોને ઘણો ધામ થાય છે, ઘણાં કાળાં વાદળાં આમ તેમ દોડતાં દેખાય છે, તેથી બધા માણસો કહે છે કે એ વરસાદ આવવાની નિશાની છે, (૧) ચકલી ધૂળમાં ફડફડ પાંખો ફફડાવે છે, બગલા પોતાની પાંખ બરોબર ફેલાવીને બેસે છે, પક્ષી દરીઆ કાંઠેથી આવતાં જોયાં તેથી બધાં૦ (૨) રાત દિવસ શીતળ પવન ફરફર આવે, ઝાડો ખરરર થરરર શબ્દે હાલતાં જણાય, વાજીંત્રમાં બહુ સારા મધુર સૂર આવે છે, તેથી બધાં૦ (૩) હમેશ કરતાં તો હવા ઘણી ભેજવાળી જણાય છે; ફૂલમાંથી બહુ સારી વાસ નીકળીને આવે, આઘે ઘંટા વાગતા હોય એવા ખોટા અવાજ સંભળાય છે, તેથી બધાં૦ (૪) હવામાં ગરમી ઓછી હોવાને લીધે ખાર ઓગળે છે, અને ઉધઇ, કીડી, અને

મંકોડા જોરથી ઉભરાય છે, (ઘણાજ પાકે છે) પક્ષીઓ માળા બાંધવાની તપાસમાં આમ તેમ ફરે-ઊડે. તેથી બધા૦ (૫) શોભાયમાન ધનુષ જણાય છે અને સુરજ આથમતા પીળો ભાસ થાય છે, ચંદ્રમાની આજુબાજુ ઘણું સફેદ કુંડાળું દેખાય છે ઇશાન ખુણામાં ઘણી વીજળી થાય છે, અને નૈઋત્ય ખુણામાંથી ઠંડો પવન વાય છે તેથી બધા૦ (૬)

| | | |
|---|---|---|
| પાઠ ૫૯ | સલાહ=અભિપ્રાય | મમતા=ચાહના; માયા |
| કૈસરેહિંદ=એ નામનો ઈલકાબ | નિષ્ઠા=ભાવ; આસ્થા | મુનશી=મુસલમાનશિક્ષક |
| | યાદગીરી=નામના; કીર્તિ | હસ્તક=તાબામાં |
| સતી=પતિવ્રત ધર્મ પાળનારી સ્ત્રી; પતિવ્રતા | દબદબા ભરેલી=ઠાઠવાળી; ભપકાવાળી | ઢંઢેરો=સરકારી જાહેરનામું. |
| સંભવ=આશા | સભ્યતા=સલુકાઈ | પદ=પદવી; હોદ્દો |
| સંપૂર્ણ=પુરેપુરી | ઘાયલ=જખમી | ખેદ=દીલગીરી |
| આચારણ=ચાલચલગત | પ્રરગજુ=પરોપકારી | વિસ્તાર=ફેલાવો |
| પ્રયાસ=મહેનત | બૂજ=કદર; પિછાણ | પૂજ્યભાવથી=પવિત્ર લાગણીથી |
| અવસ્થા=હાલત | ભાષા=બોલી | |

**સવાલ**—મહારાણી વિકટોરિઆએ કયાંથી કયાં સુધી કેટલા વરસ રાજ્ય કર્યું ? મહારાણીનો જન્મ કયા સનમાં થયો હતો ? કેટલા વરસની ઉમરે કયા સનમાં ગાદીએ બેઠાં હતાં ? એમના પિતાજીનું નામ શું ? એમનું લગ્ન કોની જોડે થયું હતું ? મહારાણી કયા સનમાં વિધવા થયાં ? મહારાણી હિંદુસ્તાનની ભાષા જાણતા હતા કે નહિ ? કંપની કનેથી કારભાર મહારાણીના હાથમાં કયા સનમાં આવ્યો ? ૧૮૩૭, ૧૮૬૧, ૧૮૫૮ અને ૧૮૭૭ માં શું બનાવ બન્યો ? મહારાણીનું નામ હાલમાં શા માટે યાદ કરવામાં આવે છે ? મહારાણીના અમલમાં કયા કયા સુધારા દાખલ થયા ?

| | | |
|---|---|---|
| **પાઠ ૬૦.** | દ્વેષ=કીનો; અદેખાઈ | પ્રત્યે=તરફ |
| રક્ષ=રક્ષણ કર | હુન્નર=કસબ; કળા | પાંખમાં=છાયામાં; આસરામાં |
| દેવ=ઇશ્વર | અમઘેર=અમારે ત્યાં | ધર=રાખ |
| મહારાજા=પાંચમા જ્યોર્જ | જંપ=નિરાંત | શકિતમાન=જોરાવર |
| પ્રૌઢ=ઘણા મોટા | સધો=થાઓ | રાજેશ્વર=રાજાઓના ધણી |
| જયવંત=જશવાળા | કાળ=વખત | નાથ=પરમેશ્વર |
| મસ=વધારે | ગંજ=ઢગલો | મહાજ્ઞાની=અકકલનો ભંડાર; ઘણા જ્ઞાનવાળો |
| કીર્તિ=મોટાઇ | દાન=પુણ્ય | શુભકાર=કલ્યાણ કરનારી |
| યશ=આબરૂ | શ્રેષ્ઠ=મોટા | પાર=સુધી |
| લંબાવ=વધાર; ફેલાવ | જાથુ=હંમેશ | દીલ=મન |
| જગદીશ=પરમેશ્વર | ક્ષેમ=સુખ | સ્વીકાર=કબુલ કર |
| વીખેરવા=છુટા પાડવા | રાય=રાજા | |
| રૂઠ=ગુસ્સે થા | સદભિમાને=સારી ઉંચી લાગણીથી | |
| કાળ=મોત; હાર. | પૂજ્ય=પવિત્ર | |
| બંધ પાડ=બેસાડ | | |

## પાઠ ૬૦ રાજગીત.

**સમજુતી**—હે પરમેશ્વર તું મોટા રાજાનું રક્ષણ કર. હે પરમેશ્વર તું મોટા રાજાનું રક્ષણ કર. હે મોટા રાજા તમે ઘણાં વરસ જીવજો. હે પરમેશ્વર શહેનશાહનું રક્ષણ કર. એમને ઘણા કીર્તિવાન બનાવ. મોજમજા, મોટાઇ અને આબરૂ આપ; અને એમનું રાજય ઘણા વરસ ચાલે તેમ કર. હે પરમેશ્વર શહેનશાહનું રક્ષણ કર. (૧) અરે પરમેશ્વર! હે જગતના ધણી તું ઊઠ, અને એના દુશ્મનને વીખેરી નાખવા તૈયાર થા; અને તેમનું મોત લાવ. વેર અને કકાસ બધો

બેસાડી દે. સમજણ અને કળા વધે એમ કર; અમારા ઘરમાં નિરાત ને સંપ થાઓ કે જેથી હંમેશાં અમારૂં ભલું થાય. (૨) હે પરમેશ્વર તું મોટા જ્યોર્જ રાજાપર જોર, આબરૂ અને સુખની ઢગલાબંધ બક્ષીસ કર. કારણ કે ગરીબ અને રાજા સારી ઉંચી લાગણીથી એમનું રાજ્ય પૂજવા લાયક ગણે છે; અને જ્યાં ત્યાંના લોક એમના તરફ હેત બતાવે છે. (૩) હે સર્વ શકિતમાન, રાજેશ્વર, મહાજ્ઞાની, પ્રભુ તું એમને તારી છાયામાં રાખ. એની પૂર્વ કિનારાથી પશ્ચિમ કિનારા સુધી કલ્યાણકારક ઘણી સ્તુતિ થાય છે. વફાદારનો સંપ કબુલ કર. હે પરમેશ્વર શહેનશાહનું રક્ષણ કર. (૪)

**પાઠ ૬૧.**

અશોક=ચંદ્રગુપ્તના દીકરાનો દીકરો

જાદવકુળ=યદુકુળ; એ કુળનો મૂળ સ્થાપનાર યદુ હતો તે પરથી એ નામ પડયું છે

દ્વારકા=કાઠિઆવાડના વાયવ્ય ખુણામાં ગાયકવાડના તાબાનું ગામ છે એમાં રણછોડજીનું દહેરૂં છે

યુનાનદેશ=યુરોપ ખંડની દક્ષિણમાં દેશ છે તે;ગ્રીસ

સમર્થ=બળવાન

ઈ. સ. પૂર્વે=ઈસ્વી સન પહેલાં

નિરાધાર=આધાર વગરના; ગરીબ

દવાખાનાં=હોસ્પિતાલો

ચોતરા=ચબુતરા

આશ્રય=મદદ; ઉત્તેજન

સ્તંભો=થાંભલા

મૂળતત્ત્વો=જે મુદ્દા કે સિદ્ધાંતો પર ધર્મ રચાયો હોય તે

લિપિ=લખેલી ભાષા

મુખ્યત્વે=ઘણું કરીને

હિંસા=હત્યા; ખૂન

શ્રમણો=સાધુઓ

ઉડાઉ=ખર્ચાળુ

હિત=ભલું; કલ્યાણ

મત=એકાદો ધર્મ માર્ગ

આગ્રહ=બળાત્કાર; દબાણ

વૃત્તાંત=હકીકત

લાડી=વહુ

લંકા=સિંહલદ્વીપ; હિંદુસ્તાનની દક્ષિણમાં બેટ છે તે

સંગમ=નાની નદી મોટી નદીને જે જગાએ મળે છે તે જગો

પુરાણ=હિંદુઓના એ નામના ધર્મના જુના ગ્રંથો (પુરાણ ૧૮ છે.)

**સવાલ**—બૌદ્ધધર્મને કયા રાજાએ આશ્રય આપ્યો હતો? ચંદ્રગુપ્ત અને અશોક કયા વંશના? તેમની રાજધાની કયાં હતી? અશોકે પોતાની રૈયતના ભલાને માટે શું શું યોજના કરી? ગીરનારના લેખમાં શું લખેલું છે? લંકાની લાડી ને ઘોઘાનો વર એ કહેવત શા ઉપરથી પડી?

**પાઠ ૬૨.**

વંશજો=વંશમાં જન્મેલા
ખંડેર=ભાંગી પડેલી ઇમારતો
ગુર્જરરાષ્ટ્ર=ગુજરાત
બીકણ=બી એ નહિ એવો; હિંમતવાન
વચની=બોલેલું પાળનાર
ભાટ=એક જાતના બ્રાહ્મણ; ખરા ખોટા વખાણ કરનાર
પટાવતો=રાજના મુખ્ય સરદારો
કતલ=કાપાકાપી
પડાવ=મુકામ
મરણીઆ થઇ=યાહોમ કરી; ઝંપલાવી
ગર્ભવંતી=બે જીવવાળી; દહાડાવાળી
સમય વિચારીને=સમય સૂચકતા વાપરીને
નિર્ભય=બીક વગર
રણભૂમિ=લડાઇની જગો; રણક્ષેત્ર; રણસંગ્રામ
યાહોય કરીને=મરણીઆ થઇને
ઝૂઝીને=જુસ્સાની લડીને

**સવાલ**—અશોકના પછી કેટલે વરસે મૌર્યવંશના રાજાઓની સત્તા ઊઠી? ત્યાર પછી પરદેશી રાજાઓનો અમલ કેટલા વરસ રહ્યો? તેમાં કયા રાજાઓ બળવાન થયા? ક્ષત્રપ પછી ગુજરાત કયા વંશના રાજાઓના હાથમાં આવ્યું? ગુપ્ત વંશ પછી કયો વંશ થયો? વલભી વંશની રાજધાનીનું શહેર કયું? અને તે કયાં હતું? વલભી વંશ કેટલા વરસ ચાલ્યો? વલભી વંશનો નાશ શી રીતે થયો? વલભી રાજાઓ જાતના કોણ હતા? ગુજરાત નામ શા ઉપરથી પડયું? વલભી વંશ પછી કયા વંશનું રાજ થયું? તેની રાજધાની કયા નગરમાં હતી? ભુવડ અને જયશિખર વચ્ચેની લડાઇનું વર્ણન કરો. રૂપસુંદરી કોણ? રૂપસુંદરીને જંગલમાં કોણ તેડી ગયું અને શા માટે?

**પાઠ ૬૩.**

નરાજ=જયશિખરનો છોકરો

ખરેખ=તપાસ

ગરાજ=રાજનો છોકરો (એ મૂળ નક્ષત્રમાં જન્મ્યો હતો)

ઠ=સૌથી સારો

ખ્ત=ઉંમર; સમજણી ઉંમર; અઢાર વરસની ઉંમર

ાવર=ઉંચો ને ભરાઉ

ામળો=કાળો

સ્થળ=સિદ્ધપુર. એ સરસ્વતી નદીને કાંઠે છે

ત્રાસ=ડર; ધાક; કંટાળો

જુનાગઢ=ગીરનાર પર્વતની પાસે શહેર છે (હાલ એમાં બાબી વંશના મુસલમાન રાજાનું રાજ્ય છે)

ખાલસા=જપ્ત

સતી થવું=ધણીના મુડદાં સાથે જીવતા બળી મરવું

આણ=દુવાઇ; હુકમ

શૈવ=શિવનો

ભાલ=ધોળકા તથા ધંધુકા તાલુકાનો તથા કાઠિઆવાડનો કેટલોક ભાગ

સહસ્ત્રલિંગ તળાવ=એ નામનું પાટણમાં તળાવ હતું એનાપર હજાર મહાદેવની દહેરી હતી તેથી એવું નામ પાડયું હતું.

દંતકથા=મોઢેથી ચાલતી ખરી ખોટી વાત

બાધ=હરકત

વૃત્તિ=ભાવ; ઇચ્છા

**સવાલ**—વનરાજ નામ શાથી પડયું? વનરાજે પોતાના બાપનું રાજ્ય શી રીતે પાછું મેળવ્યું? વનરાજે કયું શહેર વસાવ્યું? અણહીલપુર નામ પડવાનું કારણ શું? ચાવડા વંશનો છેલ્લો રાજા કોણ અને તેને કેટલા છોકરા હતા? ચાવડા વંશ પછી કયો વંશ થયો? એ વંશના પહેલા રાજાનું નામ શું? એણે રાજ શી રીતે મેળવ્યું? મૂળરાજ નામ શા ઉપરથી પડયું? એનાં મા, બાપ તથા દાદાનું નામ કહો. સોલંકી વંશ કયાંથી કયાં સુધી, કેટલા વરસ ચાલ્યો? સોલંકી વંશમાં કયો શ્રેષ્ઠ રાજા થયો? સિદ્ધરાજના બાપનું તથા માનું નામ શું? મીનળદેવીએ શું બંધાવ્યું અને તે કયાં તથા કયારે? સિદ્ધરાજના શરીરનું વર્ણન કરો. બર્બર કોણ? સિદ્ધરાજે તેને શા માટે હરાવ્યો?

જુનાગઢના રાજા સાથે લડાઇ થવાનું કારણ શું? એ લડાઈ કેટલા વરસ ચાલી અને શું પરિણામ આવ્યું? રાણકદેવીને ઓળખાવો. યશોવર્મા ક્યાંનો રાજા તથા કયા વંશનો? માળવાના રાજા સાથે કેટલાં વરસ સુધી લડાઈ ચાલી અને તેનું પરિણામ શું આવ્યું? સિદ્ધરાજે કયા કયા રાજાને હરાવ્યા અને કયા કયા મુલક ખાલસા કર્યા? સિદ્ધરાજ નિર્દય હતો એ તમે શા ઉપરથી કહો છો? રૂદ્રમાળ ક્યાં છે તથા શું છે? એ કોણે બંધાવ્યો તથા કોણે પુરો કરાવ્યો? શ્રીસ્થળનું બીજું નામ શું? એવું નામ પાડવાનું કારણ શું? સિદ્ધરાજે ક્યાં ક્યાં બાંધકામો કરાવ્યાં? સિદ્ધરાજ ભણેલો હતો કે નહિ? સિદ્ધરાજે કેટલા વરસ રાજ કર્યું ને કયા સનમાં મરી ગયો? તમે શા ઉપરથી કહો છો કે અણહીલવાડની ગાદીપર સિદ્ધરાજ જેવો રાજા થયો નથી? એનો જન્મ ક્યાં સનમાં અને ક્યાં થયો હતો?

**સાર**—જર, જોરૂ, અને જમીન એ ત્રણે કજીઆનાં મૂળ છે. મતલબ કે એ ત્રણને માટેજ લડાઇઓ થાય છે.

**પાઠ ૬૪.**

ઉમરાવ=અમીર
યોદ્ધા=લડવૈયો
અલાઉદ્દીન=ખીલજી વંશનો બીજો બાદશાહ

પાટનગર=રાજનગર; રાજધાની
બેગમ=બાદશાહની સ્ત્રી
બાગલાણ=નાશકની પાસે ડુંગર છે.

દીપી=શોભી; ખીલી
અઘટિત=અયોગ્ય
આફત=દુઃખ
ઝપાઝપી=મારામારી
કાવ્ય=કવિતાનું પુસ્તક

**સવાલ**—વાઘેલા વંશનો છેલ્લો રાજા કયો? ગુજરાતનો છેલ્લો રજપુત રાજા કયો? કરણઘેલા પાસેથી કોણે રાજ લીધું ને કયા સનમાં? કરણની કઇ રાણી ખૂબસુરત હતી? કૌલાદેવી કોની બેગમ થઇ? કૌલાદેવીની છોકરીનું નામ શું? દેવળદેવી કોની સાથે પરણી? કરણનું મોત શી રીતે થયું?

**પાઠ ૬૫.**

રાચરણી=ખરાબ ચાલનો; દુર્ગુણી

ાત્ર=છોકરાનો છોકરો

ંડ=હુલ્લડ; બળવો

ાડવૈયા=યોદ્ધા

ાર=પાપી; ક્રૂર

ાર કર્મ=ઘાતકી કામ

પશ્ચાત્તાપ=પસ્તાવો

અંતઃકરણ=મન; દીલ

વાટપાડુ=રસ્તો રોકી લુટનાર

ફાસળ=મૂળ

સરહદ=સીમાડો; છેવટની હદ

વસુલાત=મહેસુલ

બેશ=સારી; ઉમદા

પ્રવાહ=વહેણ

સુશોભિત=સારી શોભાયમાન

વણકરો=વણનાર

ઉમદા=સરસ

ઓરસ=મેળો

**સવાલ**—ગુજરાતનો કયો સુબો સ્વતંત્ર થઈ ગયો ? તેણે પોતાનું નામ શું રાખ્યું ? મુજફ્ફરશાહના પુત્રનું નામ શું ? વસુલાત ઉઘરાવવાની રીત કોણે બાંધી ? અહમદશાહના વખતમાં પ્રજા સુખી હતી કે નહિ ? અહમદશાહે કયું શહેર વસાવ્યું ? તેને હાલ શું કહે છે ? હાથમતી એ શું છે ? તેનો પ્રવાહ શા માટે બદલ્યો ? શહેરની દોલત તથા આબાદી વધારવાને શું પ્રયત્ન કીધો ? અહમદશાહનો અમલ કયાંથી કયાં સુધી હતો ? અહમદશાહની કબર કયાં છે ?

**પાઠ ૬૬.**

મોજીલો=આનંદી

જામ=મુસલમાની વંશનું નામ છે

પેગડો=એ ગઢ જીતનાર

ીતુર=હુલ્લડ; બંડ

ાબ=કરબ; ધાક

શીરોહી=ગુજરાતની ઉત્તરમાં છે. અહીંની તરવાર વખણાય છે

જગત ભૂશિર=જગત પોઇંટ. ( એ દ્વારકા પાસે છે.)

ચાંચીઆ=દરીઆમાં લૂટ કરનાર

ખાલસા=જપ્ત

પ્રતાપ=કીર્તિ

મુસાફરખાનાં=ધર્મશાળા

બેટ=શંખોદ્ધાર. ( એ દ્વારકાની પાસે છે.)

ઉસ્તાદ=ગુરૂ

શ્રીમંત=પૈસાદાર; તવંગર

ફિરદોસ=આંબાવાડી

અમરાઈ=આંબાવાડી

ઠાઠ=ભપકો; દબદબો

વાજીંત્ર=વાજાં

**સવાલ**—મહમદશાહ બીજો કોની સાથે પરણ્યો હતો? બેગડો નામ શાથી પડયું? કયા કયા બે ગઢ જીત્યા? કેટલા વરસની ઉંમરે ગાદીએ બેઠો? ગીરનારની પડોશમાં કયું શહેર વસાવ્યું? કયા કયા રાજાઓને હરાવ્યા? ૧૪૮૩ માં શું બનાવ બન્યો? દરીઆની લડાઇમાં કોને કોને હરાવ્યા? મહેમદાવાદ કોણે વસાવ્યુ? ભમરીઓ કુવો કયાં છે? મહમદશાહને કયાં દાટયો છે? મહમુદે લોકોપયોગી શું કામો કીધાં? મુસલમાન પાદશાહોમાં સિદ્ધરાજ જેવો કયો પાદશાહ થયો?

**પાઠ ૬૭.**

સર=તાબે
લગામ=સત્તા
હસ્તક=તાબામાં
વશ=તાબે
બથાવી=પચાવી
કર=વેરો
દર=ભાવ
બક્ષ્યા=ભેટ કર્યા
ટકી શકાય=ટક્કર લઇ શકાય
ખંભાત=મહી નદીના મુખ આગળ શહેર છે એમાં મુસલમાની રાજ્ય છે.
ફતેહ=જીત
વડોદરા=વિશ્વામિત્રિના કાંઠાપર ગાયકવાડની રાજધાનીનું શહેર છે
હવાલે=તાબે
મગરૂર=અહંકારી
આપઘાત=પોતાને હાથે પોતાનો જીવ કાઢવો તે
અંત=છેડો

**સવાલ**—મહમદ બેગડા પછી કયો પ્રખ્યાત પાદશાહ થઇ ગયો? તેણે શું કીધું? બહાદુરશાહ કયા બે જબરા શત્રુને જીતી શકયો નહિ? ઇતિમાદખાન કોણ અને તેણે શું કીધું? ગુજરાતનો છેલ્લો મુસલમાન પાદશાહ કોણ? તેની પાસેથી ગુજરાત કોણે જીત્યું?

**પાઠ ૬૮.**

આબુ=ગુજરાતની ઉત્તરમાં પર્વત છે.
ઘટા=ભરાવ
ચમકારા=ઝબકારા
ઝુંપડું=તાડછાનું ઘર
વાદળાં=આભલાં
નાળચું=નળી
ધુમસ=ધુમાડા જેવી ધાડી વરાળ
ગંજી=ઘાસનો ઢગલો
ભિજી=ભિનાઇ
બંધાઇ=ઠરી
કરા=આકાશમાંથી પાણીના બંધાયેલા કાંકરા

પડે છે તે
ઝાકળ=ઠંડીના જોરથી હવામાંની વરાળનું પાણી થવું તે; ઓસ; ઠાર.

**સવાલ**—વરાળ, વાદળાં, ધુમસ, ઝાકળ અને વરસાદ એટલે શું તે સમજાવો. આબુ ક્યાં છે? સવારે ધુમસ જેવું શું દેખાય છે? ધુમસ અને ધુમાડામાં ફેર શું? પાણીની વરાળ શી રીતે થાય છે તે પ્રયોગ કરી બતાવો. વરાળ કેટલી રીતે થઇ શકે છે? પાણીવાળી જગા ગણાવો. વાદળાં શેનાં બને છે?

**પાઠ ૬૯.**

સઢ=વહાણના કુવા સાથે બાંધેલું પવન ભરવાનું લુગડું.
સપાટી=પદાર્થનો ઉપલો ભાગ
આગબોટ=વરાળથી ચાલતું મોટું વહાણ; સ્ટીમર
ફેરો=આંટો; ચક્કર
આરપાર=એક છેડાથી બીજા છેડા સુધી

**સવાલ**—પૃથ્વીનો આકાર કેવો છે? પૃથ્વી ગોળ છે તેનાં કારણ ગણાવો પૃથ્વીના ફરવાથી શું થાય છે? પૃથ્વી ફરે છે કે સુરજ તે પ્રયોગથી સાબીત કરી બતાવો. પૃથ્વીનો એક ફેરો કેટલા વખતમાં પુરો થાય છે? પૃથ્વી જે ધરી પર ફરે છે તે ધરી કેટલા મૈલની હોવી જોઇએ? પૃથ્વીને ખરેખરી ધરી છે? આપણી આંખે સુરજ ફરતો દેખાય છે તેનું કારણ શું? છોકરાઓ ગોળાકારમાં ફરે છે ત્યારે ધરો ફરે છે કે છોકરાઓ ફરે છે.

**પાઠ ૭૦.**

અંતરે=છેટે
ચોકસ=મુકરર
સ્થિતિ=હાલત; ગતિ; બળ
જોત=સળગતો કાકડો
વાર્ષિક=વરસની

**સવાલ**—દહાડો ને રાત કોના ફરવાથી થાય છે? પૃથ્વી કઇ દિશામાંથી કઇ દિશામાં ફરે છે? દહાડો ને રાત સરખા ન હોવાનું કારણ શું? વરસમાં કેટલા દિવસ દહાડો ને રાત સરખા હોય છે અને તે દિવસ કયા?

**પાઠ ૭૧.**

અગાસી=ધાબુ
કરાંઠી=કપાસ, તુવેરનો સુકો છોડ
ખુંપરાં=સુકાં ઠુંઠાં
કાઢા=નીક
કાંસ=પાણી જવાનો માર્ગ; નીક
ટેટી=ખડબુચુ
ખરીફ=ચોમાસામાં વવાતાં ધાન્ય
વાવણી=રોપણી
કરપી દે છે=રાંપડી ફેરવે છે
નીંદી=ઉખેડી
હેલી=ચાલુ વરસાદ
વળે છે=થાય છે
માફકસર=જોઇતો
તીડ=ખેતરને નુકસાન કરનારૂં તપખીરિઆ રંગનું જીવડું

ધમાલ=ભીડ; ધાંધલ
રવિપાક=શિઆળુ પાક
કડબ=જુવારના સુકા સાંઠા
સરકાર ધારો=મહેસુલ
ખરે=ભોંયપર પડે
ધરે=ચોળે [વગેરે
તંબોળ=પાન, સોપારી
ધરે=પહેરે; ઓઢે
શાલ=ઊનનું કીમતી લુગડું
ફાટે=ચીરા પડે
ઘટે=ઓછા થાય
ભલીભાત=સારી રીતે
જળ ઉંડા જાય=પાણી સુકાઇને ઓછું થાય
પામે=મળે; આવે
ગુણવાન=ફાયદાવાળા; ગુણકારી
હોજ=પાણીની ટાંકી
લાગ=લાગે

ચંદન=સુખડ, કેસર વગેરેને ઘસીને લચકા જેવું બનાવે છે તે
મીઠા=મધુરા
વણુતોલે=ઘણોજ
ખાસું=મજાનું
ડુબાડુબ=ડૂબી ગએલી
ઉચારે=બોલે
મલાર=રાગનું નામ છે
ખેતીકાર=ખેડુત
ચંપેલી, જુઇ, જાઇ = એક જાતનાં સુગંધીદાર સફેદ ફૂલ
ચંપા=પીળા રંગનું સુગંધીદાર ફૂલ
ભલાં=સારાં
ફુલાય=મોટા થાય; ખીલે
માટ=માટે
ચાખડીઓ=પાવડીઓ
હિંચોળા=હીંચકા
ખાટ=ખાટલો

**સવાલ**—ઉનાળામાં ખેડુત શું શું કરે છે? ઉનાળામાં ગામડાના લોકો શહેરમાં શું શું લાવે છે? ચોમાસામાં ખેડુતો શું કામ કરે છે?

ખેડુતને મહેનતનું ફળ કયારે મળે છે અને કયારે મળતું નથી ? શિઆળામાં શું કામ કરે છે ? શિઆળામાં શું શું વેચવા આવે છે ?

## કવિતાની સમજુતી.

શિઆળામાં ઠંડો પવન વાય છે, ઝાડનાં પાંદડાં ખરી પડે છે અને ઘઉં પાકે છે; ગોળ થાય છે, કપાસ અને કઠોળ પાકે છે, લોકો શરીરે તેલ ચોળે છે, અને પાન સોપારી ખાય છે. (૧) શરીરે ડગલા પહેરે છે, ને શાલ ઓઢે છે, ગરીબ માણુસના પગ અને ગાલ ફાટી જાય છે. શિઆળામાં દહાડો નાનો થાય છે અને રાત મોટી થાય છે અને શરીરમાં સારી રીતે ( સારો ખોરાક ખાવાથી ) જોર આવે છે. (૨) ઉનાળામાં પાણી ઉંડાં જતાં રહે છે, એટલે ઓછા થાય છે. નદી અને સરોવરનાં પાણી પણ ઓછાં થાય છે. સઘળી વનસ્પતિને નવાં પાંદડાં આવે છે, અને સારા ગુણવાળાં કેસુડાના ફૂલ પણ થાય છે. ( ૩ ) પાણીના કુંડ, ફુવારા ને બાગ સારા લાગે છે ચંદન અને વીંજણા વહાલા લાગે છે. કોયલ મધુર શબ્દ બોલે છે, અને તાપ ઘણોજ પડે છે. (૪) વરસાદની ઋતુ ઘણી મઝાની લાગે છે દુનિયા પાણીમાં ડુબેલી દેખાય છે મતલબ કે બધેજ પાણી પાણી થઇ રહે છે. લોકો મલાર રાગ ગાય છે ને ખેડુતો ખેતરમાં વાવણી કરે છે. (૫) ચંપા, ચંપેલી, જુઇ, જાય અને ગુલાબના ફૂલ સારાં ખીલે છે; ચોમાસામાં સુખને માટે છત્રી, પાવડી, હીંચકા ને ખાટલા હોય છે (૬)

| | | |
|---|---|---|
| **પાઠ ૭૨.** | અધિકારી | માહીતી=સમજ |
| સલામતી=હથિયાર નમાવી સલામ આપવી તે | કમિશનર=પ્રાંતનો મુખ્ય અધિકારી | રેલા=પૂર |
| અધિકાર=ઓદ્દો; સત્તા | ગવર્નર=ઇલાકાનો મુખ્ય અધિકારી | સિંધ=એ સિંધ પ્રાંતમાં મોટામાં મોટી નદી છે |
| ઉપરી=અમલદાર; | | ભેજવાળી=શરદીવાળી |

